પુસ્તકશાળા સ્થાપી પોતે, કરશે કીર્તિ કેરો કોટ
જ્ઞાન મળે જેથી બહુ સારૂ, કરશે સુધારા ચડીચોટ,
નીતિ વિદ્યા ફેલાવામા, નાખે નાણું ધરિને પ્યાર,
પૈસો સારા કામે ખર્ચે, ધનાઢ્ય સારો એને ધાર (૬)
પુણ્ય સાથ આવ્યાનુ સમજી, દામની નહિ રાખે દરકાર,
નાણું ચપળ મનમા સમજે, ધન્ય દિસે તેનો અવતાર,
ખોટા ડોળો ઘાલીને જરમ, કરે ધનાઢ્યો શહુ અપાર,
પૈસો સારા કામે ખર્ચે, ધનાઢ્ય સારો એને ધાર. (૭)
રે'વાનુ નહિ કદી હમેશા, દ્રવ્ય સુખ ને બીજા ડોળ,
પરમારથથી સારૂં થાશે, જોય વિચારી દ્રષ્ટિ ખોળ.
"રાયચંદ" ની વિનતિ એવી, એનાં રે'શે અમ્મર કાર્ય,
પૈસો સારા કામે ખર્ચે, ધનાઢ્ય સારો એને ધાર (૮)

દોહરો

દ્રવ્ય ગણો એનુ ખરૂ, એજ ખરો ધનવાન,
દેશ—હિતને આદરે, નહિ કો એહ સમાન (૯)

ધનજી—વારૂ, વિદ્યા અધિકાર વગેરેમા તો મોટાઇ ખરી કે નહિ ? જુઓ, વિદ્યાથી આપણે મોટા મોટા ભાષણો આપી સભા ગજાવીએ, માણસો આપણને વાહ વાહ કરે, અને જગમા આપણી નામના થાય અધિકારથી લોક આપણો ભય રાખે, ને સર્વત્ર આપણે ખમા ખમાથી વધાવાઇએ, તેમજ એવી સત્તા વડે આપણે મનમાં સબધીપર રહેમ કરી તેમનુ દળદર ચૂર્ણ કરી શકીએ વળી ઊંચ કુળમાં જન્મ્યા હોઇએ,—તો જ્ઞાતિની પટેલાઇ કરી શકીએ, પચમા પૂજાઇએ, જ્ઞાતિ—જનો પર સારો દાબ રાખી શકીએ બાપ દાદાની નીતિથી વિરૂદ્ધ ચાલતા તેમને અટકાવી શકીએ, તથા ચાલુ રીત રીવાજો જાળવી રાખીએ એથી આપણે કેટલો મહત ઉપકાર કરીએ છીએ ?

કુંવરજી—ભાઇ, દેશ હિતચિંતક કે સુધારકના ગુણ પ્રથમ સપાદન કર્યા વિના, ખોટા ડોળ ઘાલી, માત્ર માનાર્થે મોટા મોટા ભાષણો કરવાથી, કે છાપામા પોતાનુ નામ વાચી પોતાને કૃતકૃત્ય માનવાથી, લોકનુ ખરેખર કલ્યાણ શુ થવાનુ હતુ ? પોથી માહેલા રીંગણાવત્ કહેણીરહેણી એકસરખી હોવા વિના,—પોતાના ઘરથી દાખલો બેસાડયા વિના,—એ સર્વ નિષ્ફળ છે—નિરર્થક છે આવા ઘણા ઘણા ભાષણો સાભળી માણસોને અજીર્ણ થઇ આવ્યું છે, અને વિશેષ હજી જો કરવામા આવશે તો તદ્દન અરૂચી થશે

ધનજી—તમારૂ કહેલુ કાંઇક વ્યાજબી લાગે છે મારી વાતો એક પછી એક તમે ઠીક તોડતા આવો છો તો હવે અધિકારમા શુ લઘુતા છે તે બતાવો ?

કુંવરજી—પરતત્રતા, જુલમ, અનીતિ, લાચ તેમજ અન્યાય એ સર્વ એથી કરવા પડે છે, કે થાય છે

ધનજી—વારૂ, ઊંચ કુળમા નહિ જન્મેલા ગરિબ અવસ્થાના જ્ઞાતિજનોને જ્ઞાતની પટેલાઇ કરવા બેસાડવા એ શુ યોગ્ય છે ? પૈસા વિનાના માણસોને કોણ માન આપનાર

હતું ? દોઢ દોકડાના માણસો સુધારો કરો સુધારો કરો એવાં જે પોકાર કરી રહ્યા છે, તે શું આપણા બાપદાદા મૂર્ખ હતા, કે બધું ખોટું ચોકઠું બેસાડી ગયા હતા, કે જે જ્યારે આપણે સરખું કરીશું ત્યારેજ સુખ પામીશું અને નહિતો નર્કમાં જઇ સડયાં કરીશું ?

કુંવરજી—ભાઇ, કેવળ અંધ પરંપરાને પકડી બેસવાથી કાંઇ કલ્યાણ થાય તેમ નથી. બાપે ખોદેલા કુવામાં દીકરાથી ડુબી મરાય નહિ. દેશ કાળ અનુસાર આપણા રીત રીવાજો નહિં ફેરવવાથીજ આપણે જમાનાની પાછળ રહી ગયા છીએ, અને તેથીજ હમણાં બહુ બહુ પ્રકારે નુકશાન ખમીએ છીએ.

ધનજી—ના, ભાઇ, ના. એ વાતતો મારા મનમાં કોઇ રીતે ઉતરે તેમ નથી. આજે તમે અમુક રીત રીવાજો ફેરવવા માગો છો તે તો ઠીક, પણ કાલે તમે તમારા બાપદાદાનો ધર્મ ઉથાપવા માગો તેનું શું ?

કુંવરજી—ભાઇ, ધર્મ તે આત્માના પરમાર્થનો માર્ગ છે; અને પરમાર્થ તે ત્રણે કાલ માટે એકજ હોય છે. પણ આપણો લોક-વ્યવહાર તો પાપજન્ય છે; પરમાર્થ દ્રષ્ટિ વિના તે કરવામાં આવે છે; અને તેથીજ આપણને તેમાં સુધારો વધારો કરવાની જરૂર રહે છે. જો આપણો વ્યવહાર તમામ પરમાર્થ દ્રષ્ટિપર બંધાયલો હોય, એટલે આપણે ધર્મ-વ્યવહાર—લોકોત્તર-વ્યવહાર-પાળતા હોઇએ, તો ઉત્તમ ધર્મની માફક તેમાં પણ કાંઇ ફેરફાર કરવાની જરૂર ન રહે. ખરેખરા જ્ઞાનીઓને તો એવો શુદ્ધ વ્યવહારજ માન્ય છે. કહ્યું છે કે—

"એક હોય ત્રણ કાલમાં, પરમાર્થનો પંથ;
પ્રેરે તે પરમાર્થને તે વ્યવહાર સંમત."

પણ હમણા આપણે એવો લોકોત્તર-વ્યવહાર પાળતા નથી, પણ મિથ્યાચાર કે લોક-વ્યવહારમાં ડુબેલા છીએ; અને તેટલા માટેજ આપણા રીત રીવાજોની વખતો વખત ચિકીત્સા કરવી આવશ્યક છે. આપણી ચાલુ રૂઢીઓ શાસ્ત્રસંમત છે કે નહિ, પરમાર્થને રસ્તે ચઢવામાં સહાયકારી કે વિઘ્નકારી છે, વગેરે બાબતોનું બારીકીથી નિરીક્ષણ કરી, યોગ્ય સુધારો વધારો કરવાની જરૂર છે. દેશકાળ અનુસાર વર્તવું એ ભગવાનનું વચન છે. પણ ઘણાક ધારે છે તેમ તેનો અવળો અર્થ લેવાનો નથી; જેમ કે, આ દેશ કાળમાં બધા અન્યાયે દ્રવ્યોપાર્જન કરે છે, માટે આપણે પણ તેમ કરવું;—એમ માનવું સદંતર ખોટું છે. દેશ કાળ અનુસાર વર્તવું એ વચનનો ખરો પરમાર્થ તો "આ દેશ કાળમાં આત્માના શ્રેયને અર્થે કયો રસ્તો અનુકુળ તથા ટુંકો છે, તેનો વિવેકપૂર્વક વિચાર કરી, ઝટ તે રસ્તે ચઢી જવું"—એ છે. જેઓ દેશકાળ અનુસાર યોગ્ય સુધારો વધારો કરતા નથી, તેઓ સમાજના સુખમાં વિઘ્ન કરનારા છે; ને તેમને, ખરૂં પૂછો તો, આ દુનિયામાં રહેવાનો હક્ક પણ નથી. તેમણે પોતાને અનુકુળ બીજી દુનિયા શોધી લેવી જોઇએ, અથવા અત્રે રહીને દેશકાળ અનુસાર વર્તવું જોઇએ. ખરી પરોણાઇ—ખરી મોટાઇ—એમ કરવામાંજ રહેલી છે.

ધનજી—મિત્ર, આપની વાતચિત પરથી હવે હું સમજી શકયો છું કે લક્ષ્મી, વિદ્યા, અધિકાર, પરોણાઇ, વગેરે સર્વ બાબતોનું સાર્થક પરમાર્થે દ્રવ્યના વ્યય કરવાથી છે.

કુંવરજી—હા. પણ મોતની પળ અનિશ્ચિત છે; માટે પરોપકાર કરી પોતાના હાથે જીવનનું સાર્થક કરી લેવું અવશ્યનું છે.

ધનજી—એ તો સત્ય, પણ વારૂ, એટલું તો તમે કબુલ કરશો કે લક્ષ્મી આદિ ગુણો વિના કોઇનું કાંઇપણ સંગીન ભલું થઇ શકે તેમ નથી; માટે ગમેતેમ કરીને પણ આપણે લક્ષ્મી અધિકાર વગેરે પ્રાપ્ત કરવાની જરૂર છે, કે જેથી લોકનું કલ્યાણ થઇ શકે તથા જગમાં આપણું નામ રહે.

કુંવરજી—ભાઇ, લક્ષ્મી વગેરેથી આપણે પરોપકાર કરી શકીએ તે તો ખરૂં; પણ તેટલા માટે ગમે તેમ કરીને તે ઉપાર્જન કરવા મથવું એ મોટી ભૂલ છે ધન એજ સુખનું સાધન છે એ ભૂલમાં કેટલા બધા પ્રવીણ પુરૂષોને પણ આજે આપણે ગોથાં ખાતાં દેખીએ છીએ? સુખની આશાએ પોતાના ખરા સુખનો કેટલો બધો ભોગ આપતા માણસોને આપણે રાત દહાડો જોઇએ છીએ? લગભગ આખું જગત એ માયા જાળમાં ફસાઇ ગએલું જણાય છે "હમણા ન્યાય અન્યાયનો વિચાર કર્યા વિના જેમ ફાવે તેમ દ્રવ્યોપાર્જન કરતા જવું અને પછીથી અનુકુળતાએ કાંઇક દ્રવ્ય સારે રસ્તે ખર્ચી તે પાપમાંથી મુક્ત થવુ"—એ ધોરણે ઘણા લોકો વર્તેછે; પણ એ શું ઓછું અનર્થકારક છે? એકવાર જે પાપ કર્મનો બંધ પડયો, તે પાછળથી, આમ એક પ્રકારની લાંચ આપવાથી, શુ ટળી જવાનો હતો? કદિ વાવી કસ્તુરીની આશ રાખવાથી, કાંદો શું કસ્તુરી થઇ જવાનો હતો? કદી નહિં. કરવું તેવું ભરવું એતો નિશ્ચય છે. તો આમ નિર્ભયપણે, આત્માનુ ખરેખરૂં કલ્યાણ શામાં છે તેનો વિચાર કર્યા વિના, છતી આંખે આંધળા બની, પોતાના હાથે પોતાના પગમાં કુહાડો મારી, ક્ષણિક સુખની લાલસાએ, અનત સસારની અભિવૃદ્ધિ કરવી,—એ વ્યાપાર કોઇપણ સમજુ વાણિયો તો કદી કરે નહિં.

વળી, લક્ષ્મી આદિ ગુણોને શાસ્ત્રમાં "મદ" કહ્યા છે. કંઇક અંશે પણ તેઓ આપણામાં અભિમાન ઉત્પન્ન કરે છે. અને પ્રાય. નીચ ગતિના કારણ છે, માટે વાસ્તવિક રીતે જોતાં, લક્ષ્મી ઇત્યાદિ સર્વ કર્મ-મહત્તા છે. આત્માની મહત્તા એ કશામાં નથી આત્માની મહત્તાતો સમ્યગ્ જ્ઞાન અને સત્ શીલમાં છે. ખરી મહત્તાનો પાયો હમેશાં સદ્ગુણપરજ રચાયલો હોય છે. એવા સદ્ગુણસંપન્ન મહાત્માઓજ ખરેખરા દેશ ઉદ્ધારક છે. એવા મહાપુરૂષોના ઉત્તમ બોધથી જે કલ્યાણ તથા સુખ થાય છે તે દ્રવ્યના ઢગલા આપવાથી કદી થઇ શકતું નથી. પોતાના સુખની પરવા નહિં કરતાં, સદાકાળ પરોપકાર તથા સત્ય તરફ લક્ષ રાખનાર એવા સત્ પુરૂષોજ, ભરતખંડની કીર્તિ, નીતિ અને વૈભવના મૂળ હતા. એવા નર રત્નોનો અભાવ એજ આપણી પડતીનું કારણ છે. માટે સારાસારનો વિચાર કરી, આત્માનુ હિત થાય તેમ વર્તવું ઉચિત છે.

ધનજી—ભાઇશ્રી, આજે આપે એક ખરેખરા મિત્રની ફરજ બજાવી છે. પ્રસંગ મળતાં, મારા સાંકડા તથા ભૂલ ભરેલા વિચારો ટાળી, અને ઉત્તમ બોધ આવી, તમે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. મોટા પુરૂષ તે કોણ? તે હવે હું યથાર્થ સમજ્યોછું. ખરેખર, ભલે કરોડો રૂપિઆની પાસે સત્તા હોય, અધિકારનું મોટું સામર્થ્ય હોય, અથવા ઘણા ગ્રંથ કે શાસ્ત્રોનું અધ્યયન કર્યું હોય પણ તેઓ મોટાપણા માનને કદી

પાત્ર થતા નથી. જેઓ તત્વજ્ઞાની અને સદાચરણી છે એવા ધર્મવીરો શુધ્ધ પરોપકાર બુધ્ધિથી જે ઉત્તમ બોધ કરે છે તે, અને ધનવાન પુરૂષો જેઓ માત્ર કીર્તિને સારૂ નહિં, પણ પોતાના બધુજનોની ખરા પ્રેમથી દયા જાણીને, સમયને યોગ્ય એવા વિદ્યાવૃદ્ધિના, આરોગ્યરક્ષણના, ઉદ્યોગ હુન્નર વધારવાના, અને એવા બીજા સ્વદેશ સુધારાના કામમાં પોતાનાં નાણાં ખર્ચે છે, તેજ મોટા પુરૂષો છે. બાકી દાંભિક, એકલપેટા અને સંસારસુખમાંજ આસક્ત, એવા પુરૂષો-શેઠીયાઓ, જેઓ ગાડી, વાડી અને લાડીના છંદમા પડેલા છે, તેમને મોટા કહેવા યોગ્ય નથી. તેમનાથી પોતાના ગરીબ ભાઇઓનું શું ભલું થવાનું હતું ? કાંઇજ નહિં.

ગાયન.[1]

કરે અભિમાન જે હેવાન ધરી ગુમાન
સહી અપમાન તે નાદાન ખમે નુકશાન.-
મળ્યુ બહુ ધન રૂપાળું બદન કે વિદ્યા પ્રમાણ !
કર્યો પરમાર્થ તો તો જાણુ મળ્યુ એ પ્રમાણ-
સઘુ સચય કરી મરી રહ્યો, મદમાં ભ્રમર અજાણ;
ના દીધુ ના ભોગવ્યું, નાહક ખોયો પ્રાણ.-
દીધું હાથે રહે સાથે સાચુ સમજ
મળ્યો જમરાય તો તો હાય પત્યું અભિમાન,-
ગાજ્યું વાદળ જળ ભર્યું, વરસ્યુ ન ચાતક મુખ,
પવન ઝપાટે ઉડીયું, ભાગી ન કોઇની ભૂખ.-

## બાળકને નહિં મારવા વિષે.[2]

ગરબી.

(સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી—એ રાગ)

ઓ અણુસમજુ માબાપ. શિશુને[3] શિદ મારો ?
માર્યે ભુલકાં[4] અશરાફ, નહિ સુધરે યારો.—  } ટેક.
શાંત સરલ હેતાળ સ્વભાવે, જેવું મન જીતાયરે,
તેવું નિર્દય કડક સ્વભાવે, બાળ કદી ન વશ થાય.— શિશુ૦ ૧
હસતું વદન મીઠાશ વચનમા, રેંમ રોફ બે જોડેરે,
ચુકમાં ગભીર રહેરે ચાનક—દેતાં હુકમ ન તોડે.— શિશુ૦ ૨
નરમ વચનનો ટપકો ન્યારો, ગરમ વચનથી ચડતોરે.
શરમ વડે શરમાવ્યા જેવો, અન્ય ઉપાય ન જડતો.— શિશુ૦ ૩
ગભીરતાનો ગુણ કદી પણ, આપી શકે ન બરાડેરે,

૧ અનુમતિ ( શ્રી દેશી નાટક સમાજ. ) ૨ બુદ્ધિ પ્રકાશ-પુ. ૩૨ મુ. અંક ૫ મો.
૩, ૪. નાનાં બાળક.

ભાર બોજ રૈંશે ન જરા જે,-પ્રતિદિન રાડો પાડે. શિશુ૦ ૪
બીકે બાળક બગડી જાશે, ભયથી ભુંડાં થાશેરે,
પછિ શરમાવ્યાં નહિ શરમાશે, ચિતમાં કદી ન મ્હાશે.— શિશુ૦ ૫
માતપિતાને નિરખી નાસે, ત્રાસ પડેછે પેટરે,
વાઘ વ્યાલથી[1] દૂર રહે તેમ, ભાવે આવિ ન ભેટે.— શિશુ૦ ૬
મારઝાડ ને ગાળ ધાકથી, શરીર સ્વભાવ બગડશેરે,
કાયર કજિયાખોર અતંત્રજ, ભિકણુ બાયલાં બનશે.— શિશુ૦ ૭
અટકચાળું આડાઇ કુટેવો, જોઇ મિજાજ ન ખોઇએરે,
નિજ પિતાને પણ કેળવિને, કમજ રાખવો જોઇએ— શિશુ૦ ૮
સા. વ. પે.

[ આ ઉપરના નામે Who is my neighbour એ અંગ્રેજી કવિતા, મોટા પુરૂષ તે કોણ ? એ સંવાદ અને આ ગુજરાતી કવિતા એ ત્રણે આપણી શાળાઓનાં વિદ્યાર્થીઓ માટે 'રેસીટેશન' એટલે મુખપાઠને માટે ખાસ યોગ્ય હોઇ અત્ર દાખલ કરેલ છે.
તંત્રી.

## ચર્ચાપત્ર.

### સાધુશાળાના બંધારણ માટે અભિપ્રાય.

[ લેખક—સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજય. ]

શ્રી શ્વેતાંબર કૉન્ફરન્સ હેરલ્ડના ઓનરરી જોગ—ધર્મલાભપૂર્વક નિવેદન.

૧ કેવળ નિઃસ્વાર્થવૃત્તિથી શાસન સેવા કરવા ઇચ્છનારા સાધુ જનની સીધી દેખરેખ નીચે કેળવણી લેવા ઇચ્છતા સાધુઓ કે સાધુ-શિષ્યોને ચાલુ જમાનાને બંધબેસતી સર્વાંગી કેળવણી આપવાનો સાધુશાળાનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ.

૨ સાધુઓને કે સાધુ શિષ્યોને કેળવવા બાહુતી શિક્ષકો રાખવા કરતાં જે નિઃસ્વાર્થપણે શુદ્ધ પ્રેમથી તેમને જોઇતી કેળવણી આપી શકે એવા પંડિત સાધુઓની કે ગૃહસ્થોની ઐચ્છિક નિમનોક તેમની યોગ્ય સગવડ સચવાય તેમ થવી જોઇએ. ગુરૂઓએ સ્વશિષ્ય વર્ગની કેળવણી માટે બરાબર કાળજી રાખવી જોઇએ.

૩ કેળવણી લેવા ઇચ્છનારની મેધા-બુદ્ધિના પ્રમાણમાં તેને જે અમુક જરૂરી વિષયમા અધિક રૂચિ-પ્રીતિ હોય તેમાં આગળ વધવા પ્રોત્સાહન આપવું. અને તે માટે યોગ્ય સાધન મેળવી આપી તેને આગળ વધારવા જોઈએ.

૪ એ રીતે તૈયાર થતા તેમજ પ્રથમ તૈયાર થયેલા સાધુજનોને આગમશાસ્ત્રોનો યથાર્થ (અસ્ખલિત) બોધ થાય તેવો ઉત્તમ પ્રબંધ રચવો જોઇએ. તે માટે પ્રથમ શાસનરસિક વિદ્વાન સાધુજનોનો અભિપ્રાય લેવો જોઇએ.

૫ આગમ શાસ્ત્ર સંબંધી જેમનો બોધ ઉમદા હોય તેઓ આવા ઉત્તમ કામમાં કોઇ પણ પ્રકારે મદદગાર થાય તેની તેમને અરજ કરવી અને જો તે માન્ય કરે તો

[1] ૧-સરપ.

તેમનો લાભ લેવા ઇચ્છનાર માટે યોગ્ય અભ્યાસક્રમ ગોઠવવો અને તે મુજબ અભ્યાસ કરવા-કરાવવા અને તેમાં પસાર થયા બાદ આગળ વધવા ખાસ નિયમ બંધાવો જોઇએ. પદવીઓ પણ પાત્રતાના પ્રમાણમાંજ અપાવી જોઇએ.

૬ અત્યારે ચાલતી આગમ વાચન (સમિતિ) ના અંગે જે કંઇ ઉપલક આગમ બોધ થતો જણાય છે તે દ્રઢ અને વાસ્તવિક થાય તેવા હેતુથી આગમ અભ્યાસ કરવો કરાવવો અને તેની પરીક્ષાઓ પણ મુકરર કરી તે પસાર કરવા પ્રેરણા થવી જોઇએ.

૭ સાધુશાળામાં લાભ લેનાર સાધુજનોને અને અન્ય સ્થળના સાધુજનોને અને આખી આલમને ઉપયોગી થાય એવી ઢબથી ઉક્ત આગમશાસ્ત્રોનું રહસ્ય સારી રીતે છણીને પ્રસિદ્ધીમાં મૂકવા સાધુશાળાના નિયામકોએ પ્રયાસ શરૂ કરવો જોઇએ.

૮ પ્રસિદ્ધીમાં મૂકવા યોગ્ય જે આગમ-શાસ્ત્રનું રહસ્ય તૈયાર થયું કે કર્યું હોય તે શાસન પ્રેમી અન્ય વિદ્વાન સાધુઓ પાસે સંશોધન કરાવવા અને તેઓ જે કંઇ સુધારા વધારા સૂચવે તે ઉપર પૂરતું ધ્યાન આપી તેનો અમલ કરવા અને તે કામને બને તેટલું સંગીન બનાવવા ખાસ લક્ષ રહેવું જોઇએ.

૯ એ રીતે તૈયાર થએલ આગમ-રહસ્યને પ્રસિદ્ધ કરવા જે જૈન સંસ્થા કે સંસ્થાઓ નિઃસ્વાર્થ ભાવે ઇચ્છા બતાવે અને તે પ્રસિદ્ધ કરવાનું કામ સારામાં સારૂં ખંતથી કરે તેવા ખાત્રીવાળાનેજ તે કામ સોંપવા સાધુશાળાના અધિકારીઓએ ખાસ લક્ષ રાખવું જોઇએ.

૧૦ અમુક સંસ્થાને સોંપાયેલું કામ સંતોષકારક થતું કે થએલું ન જણાય તો તે કામ તેમની પાસેથી પાછુ ખેંચી લઇ તેની યોગ્ય વ્યવસ્થા કરવા અન્યત્ર સોંપવા પણ પ્રબંધ તેના અધિકારીએ કરવા લક્ષ રાખવું જોઇએ.

૧૧ આગમ રહસ્ય પ્રસિદ્ધ કરવા મેટર તૈયાર થયાં પહેલાં તે આખી આલમને ઉપયોગી થઇ શકે તેવી શૈલીમા તેને ગોઠવવા અને તેમાં કોઇ પ્રકારની ખામી રહેવા ન પામે તેટલા માટે તેને જેમ બને તેમ વધારે પ્રમાણમાં પ્રસિદ્ધ વિદ્વાન સાધુઓ કે જે એક કે બીજી રીતે પવિત્ર શાસન સેવા કરવા પ્રવૃત્ત હોય તેમની પાસે સંશોધન કરાવી તે પ્રસિદ્ધીમાં મૂકવા અપાય ત્યારે પણ તેનાં પ્રુફો બરાબર સંભાળથી તપાસવા કે તપાસાવવા પૂરતી કાળજી રખાવી જોઇએ વળી તે માટે સારા કાગળ અને ઉંચી છપામણીથી કામ લેવા પણ યોગ્ય લક્ષ રહેવું જોઇએ.

૧૨ આવા શુભ પારમાર્થિક કામમા દ્રવ્ય સહાય કરવાં યોગ્ય જૈન ગૃહસ્થોનું કે જૈન સંસ્થાઓનું ધ્યાન ખેંચવું જોઇએ. અને જેઓ તેવી સહાય તેમની ઇચ્છાનુસારે આપવા અરજ કરે તે નિઃસ્વાર્થપણે સ્વીકારી તેને સંતોષ ઉપજે એવી તેની વ્યવસ્થા કરવા એક વગવાળી કમીટી નીમવી જોઇએ.

૧૩ જે કમીટીના સઘળા સભ્યોએ સંપીને નિઃસ્વાર્થપણે સાધુશાળાની તેમજ તેના અંગે જે જે જરૂરી કામ હાથ ધરવામાં આવે તેમાં ઘટતી દ્રવ્ય સહાય કરવા-કરાવવા અને તેની યોગ્ય વ્યવસ્થા કરી દેખાડવા પૂરતું લક્ષ રાખવું જોઇએ.

એ રીતે ભાવી સાધુશાળા માટે કંઇક રૂપરેખા મ્હારા અભિપ્રાય મુજબ આલખી જણાવેલ છે. યોગ્ય નિયમો સાથે આવી સાધુશાળા માટેનો પ્રયાસ સતુ ન લેખાય

નવસારી તા. ૧૧-૭-૧૭.

# ચોહાણ રાજાની વંશાવલી.

## સપાદલક્ષીય ચાહમાન નૃપ વંશો લિખ્યતે.

સં. ૬૦૮ રાજા વાસુદેવ: ૧, સામંતરાજ: ૨, નરદેવ: ૩, અજયરાજ:, અજયમેરૂ-દુર્ગકારાપક: ૪, વિગ્રહરાજ ૫, વિજયરાજ ૬, ચંદરાજ ૭, ગોવિંદરાજ સુરત્રાણ સાવે. ગવરિસ નામ્નો જેતો ૮, દુર્લભરાજ ૯, વત્સરાજ ૧૦, સિંહરાજ: સુરત્રાણસ્ય હેજ્રદીન નામ્નો જેઠાણાકજેતા ૧૧, દુર્યોજનો નિરદીન સુરત્રાણજેતા ૧૨, વિજયરાજ ૧૩, બપ્પયરાજ ૧૪, શાકંભર્યાં રેવતાપ્રસાદાદ્ દેવમાદિ ખાનિ સંપત્ત: ૧૪, દુર્લભરાજ: ૧૫, ગંડૂ મહમદ સુર ત્રાણ જેતા ૧૬, બાપલદેવ. ૧૭, વિજયરાજ: ૧૮, ચામુંડરાજ સુરનાણુંક્તા ૧૯, દુસલદેવ: ૨૦ તેન ગૂર્જરા ધરિત્રી પતિ બધ્ધાનીત: । અજયમેરૂ મધ્યે તક્રવિક્રયં હાગપિંત: । વીસલદેવ: ૨૧, સચ સ્ત્રીલંપટ: મહાસત્યાં બ્રાહ્મણ્યાં વિલગ્નો બલાત્ તચ્છાપા દુષ્ટવણસંક્રમે મૃત: । બૃહત્ પૃથ્વીરાજ: ૨૨ વગુલી સાહસુરત્રાણ બુજમર્દી. આલ્હણદેવ ૨૩ સાહાબદીન સુરત્રાણ જિતં, અનલદેવં ૨૪, જગદેવ: ૨૫, વીસલદેવ: તુરુષ્કજિતં ૨૬, અમરગાંગેય: ૨૭, પૃથ્વીદેવ: ૨૮, સોમેશ્વર દેવ: ૨૯, પૃથ્વીરાજ ૩૦ સંવત્ ૧૨૩૬ રાજ્યં વીરતં (?) ૧૨૪૮ મૃતં, હરિરાજદેવ: ૩૧, રાજદેવ ૩૨, બાલસુદેવ ૩૩ બાબરીઆ લશ્વિરદંતસ્ય પીરનારાયણ. ૩૪ સમસદીન યુદ્ધે મૃત:, બાહડદેવો માલવજેતા. ૩૫, જૈત્રસિંહ દેવ: ૩૬, શ્રી હમ્મીરદેવ: ૩૭ સં. ૧૩૪૨ વર્ષે રાજ્યં સં. ૧૩૫૮ યુધ્ધે મૃત: હસ્ની ૪ હસ્તિની ૪ અશ્વસહસ્ર ૩૦, દુર્ગ ૧૦ એવં પ્રભું સત્ત્વવાન—ઇતિશ્રી હમ્મીરદેવવંશે. પૂર્વજા:—

[ આ પ્રમાણે રત્નશેખર સૂરિનાં પ્રબંધ કોષમાંના એક અને છેલ્લા પ્રબંધ ' વસ્તુપાલ-તેજપાલ પ્રબંધ 'ની પ્રતિ મોરબીના ભંડારમાંથી સંઘવી કાનજીભાઇ પાસેથી પ્રાપ્ત થઇ હતી તેની અંતે લખેલ છે તે અત્રે ઉતારી લેવામાં આવે છે. તંત્રી. ]

---

## શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ તરફથી

## ધાર્મિક હરીફાઇની પરીક્ષાનો થયેલો ઇનામી મેળાવડો.

### પ્રમુખ રા. રા. મકનજી જુઠાભાઇ મહેતા બૅરીસ્ટર-એટ-લૉનું ભાષણ.

જૈન એજ્યુકેશન બોર્ડ તરફથી લેવાયલી ગઇ ધાર્મિક હરીફાઇની પરીક્ષામાં મુંબઇમાં ફતેહમંદ નીવડેલા ઉમેદવારોને રોકડ ઇનામ, પ્રમાણ પત્ર તથા મૌક્તિકનાં પુસ્તકો ઇનામ આપવા માટેનો જાહેર મેલાવડો શ્રી મુંબઇ માંગરોલ જૈન સભાના હોલમાં ગયા શનીવારે રાત્રે ૭॥ ( મું૦ ટા૦ ) વાગે બોર્ડના પ્રમુખ મી૦ મકનજી જુઠાભાઇ મહેતા બારીસ્ટરના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો.

શરૂઆતમાં બોર્ડના સેક્રેટરી રા. રા મોહનલાલ દલીચંદ દેસાઇએ આમંત્રણ પત્રિકા વાંચી સંભળાવી હતી; ત્યાર બાદ પ્રમુખ મી૦ મકનજી જુઠાભાઇ મહેતાએ ભાષણ કરતાં જણાવ્યું કે બોર્ડના પ્રમુખ તરીકે મારે માથે ઓછી તસ્દી મને સેક્રેટરીઓ આપે છે અને તે જે કાંઇ કાર્ય કરે છે તે બહુ સારી રીતે કરે છે, બોર્ડની સ્થાપના પુના કોન્ફ-

રન્સમાં થઇ છે, બોર્ડે ઘણાં કામો ઉપાડેલાં છે અને તે સારી રીતે થાય છે. ધાર્મિક પરીક્ષા લેવામાં આવે છે તેમાં ફતેહમંદ થયેલા વિદ્યાર્થીઓને ઇનામ આપવા માટે મેળાવડો થયેલ છે. આવી પરીક્ષાની શરૂઆત કરનાર પ્રથમ મરહુમ શેઠ અમરચંદ તનકચંદ છે. તેઓ વાર્ષિક રૂ. ૫૦૦ પાંચ વરસ સુધી આપવા બાહેર પડયા હતા અને પાંચ વરસ સુધી આપ્યા હતા. આ કાર્ય કૉનફરન્સે હાથ ધર્યું હતું અને બોર્ડને સોંપવામાં આવ્યુ હતું. આવી પરીક્ષાઓનો લાભ જુદાં જુદાં સેન્ટરમાં ઘણા વિદ્યાર્થીઓએ લીધો છે. જુદાં જુદા સ્થળોએ એજન્ટો નીમવામાં આવ્યા છે. બીજા ગૃહસ્થો તરફથી પરીક્ષા લેવા માટે હવે રકમ મળતી નથી. હવે બોર્ડ તરફથી કેળવણી ખાતાંના ફંડમાંથી પરીક્ષા લઇ ઇનામો આપવામાં આવે છે. છોકરીઓની પરીક્ષા માટે શેઠ ઉતમચંદ કેશરીચંદ તરફથી ચાર વરસ સુધી રૂ. ૨૦૦૦ આપી પરીક્ષા ચાર વરસ સુધી લેવામાં આવી હતી. હવે તે પરીક્ષા પણ કેળવણી ફંડમાંથી લેવામાં આવે છે. આવા મેળાવડામાં શ્રીમંતોની હાજરી જોઇએ પણ તેઓ હાજર નથી. કોઇ શ્રીમંત તરફથી આવી પરીક્ષા માટે રકમ અપાય તો સારૂં. બોર્ડ ઘણાં સારાં કામ કરે છે તેનું ખરૂં માન તેના સેક્રેટરીઓને ઘટે છે; પણ ફંડ નબળું છે તેમજ કૉન્ફરન્સ ભરવાનું અચોક્કસ ને અનિયમિત થાય છે. સુકૃત ભંડાર ફંડ મુંબઇ, અમદાવાદ, ભાવનગર, સુરતમાંથી થયું નથી એ દિલગીરી છે. આપણા આસીસ્ટંટ જનરલ સેક્રેટરી ત્યાં મોજુદ છે તેમણે સુકૃત ભંડાર ફંડ માટે પ્રયત્ન કરવો જોઇએ. ફંડનો નિયમ એ છે કે અરધો કેળવણી અને અરધો ભાગ કૉન્ફરન્સ નીભાવ ફંડમાં આપવામાં આવે છે. આવો મેળાવડો પ્રવર્ત્તક મહારાજશ્રી કાંતિવીજયજી તથા મુનીમહારાજ શ્રી વલ્લભવીજયજીના વ્યાખ્યાન વખતે થાત તો સારૂં. સહાયક મેમ્બરો વધારવાની માત્ર આવશ્યકતા છે. ભવિષ્યમાં મહારાજ સાહેબનાં પ્રમુખપણાં નીચે મેળાવડા કરવા સેક્રેટરીઓ ધ્યાનમાં લેશે કે જેથી વિશેષ લાભ થશે.

## મી૦ મોહનલાલ દલીચંદ દેસાઇનું ભાષણ.

ત્યારબાદ મી૦ મોહનલાલ દલીચંદ દેસાઇએ બોરડે કરેલાં કાર્યનું અવલોકન કરતાં જણાવ્યું કે,

આપને માલુમ છે કે આ બોર્ડ જૈન સમાજમાં કેળવણીના પ્રચાર અર્થે જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ નીચે સ્થપાયેલું છે. તેનો ઉદ્દેશ સાતમી જૈન શ્વેતાંમ્બર કૉન્ફરન્સના ઠરાવ પ્રમાણે કેળવણી સંબંધી યોજનાઓ તથા તમામ પ્રકારનાં કાર્યો કરવાં એ છે અને ગત મુંબઇની દશમી કૉન્ફરન્સની બેઠકમાં તે માટે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે.

બોર્ડને આ ઠરાવમાં જણાવેલાં કાર્યો કરવા આ કૉન્ફરન્સ સત્તા આપે છેઃ-

કાર્યો-( ૧ ) જૈનોમાં હસ્તી ધરાવતી ધાર્મિક તેમજ વ્યવહારીક કેળવણીની સંસ્થાઓ સંબધે વીગતવાર હકીકત મેળવવી અને તે સારા પાયા પર મુકાય તેવા પ્રયાસો કરવા.

( ૨ ) દરેક ધાર્મીક પાઠશાળામાં એક જ જાતનો અભ્યાસક્રમ ચલાવવામાં આવે તેવી ગોઠવણ કરવી.

(૩) જૈન વાંચનમાળા તૈયાર કરવી

(૪) જીવ વીચાર, નવતત્વ, દંડક ક્ષેત્રસમાસ, સંગ્રહીણી, કરમગ્રંથ તેમજ પ્રતીક્રમણાદી પુસ્તકો સરલ અર્થ સહીત હાલની શીક્ષણ પદ્ધતીપર તૈયાર કરવાં યા કરાવવાં.

(૫) ઉપર જણાવવા પ્રમાણે એકજ જાતનો અભ્યાસક્રમ જે જે શાળામાં ચાલે તેની વાર્ષિક પરીક્ષા એકી વખતે લેવી.

(૬) તેની વાર્ષિક પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર (સર્ટીફીકેટ) ઇનામો વીગેરે આપેવા

(૭) ગરીબ તથા સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓને વ્યાવહારીક શીક્ષણ લેવા માટે સ્કૉલરશીપો તથા પુસ્તકો ફી વગેરેની મદદ આપવી.

(૮) આવા વીદ્યાર્થીઓને જે જે સ્થળે જૈન બોર્ડીંગ હોય તેમાં દાખલ કરાવવા પ્રયત્ન કરવો.

(૯) જૈન તીર્થસ્થળો વગેરેમાંથી જૈનોને આપવાની પહોચની બુકમાં જૈન કેળવણી માટેનું એક જુદુ કોલમ રાખવા માટેનુ એક જુદુ કોલમ રાખવા માટે પ્રયત્ન કરવો તેમજ બીજી અનેક રીતે કેળવણીનુ ફંડ એકઠું કરવા પ્રયાસ કરવા.

આ સર્વેને પહોચી વળવાને માટે એક યોજના તેજ કૉન્ફરન્સની બેઠકમાં એવી રીતે કરવામાં આવી છે કે દર વરસે પાંચ રૂપીઆ આપનારને 'સહાયક' તરીકે લેવા. તેના સહાયકો દરેક શેહેરમાથી અને ગામમાંથી અસંખ્ય મળી શકે તેમ છે કારણ કે દર વરસે કેળવણી જેવાં ઉત્તમ કરવામાં પાચ રૂપીઆ જેવડી જુજ રકમ આપવામાં ભાગ્યેજ કોઇ આનાકાની કરે. આવી સરળ યોજનાથી મેંકડો નહી બલ્કે હજારો સજ્જનોની સંખ્યા મળી આવશે એવી અમારી ખાતરી છે, અને તેથી સહાયક મેમ્બરો વધારવા માટે વીનંતીરૂપે પત્રો લખવામા આવેલા છે અને સાથે ફોરમ મોકલવામાં આવેલ છે.

બોર્ડે પોતાનાં કામકાજના રીપોર્ટો છપાવેલા છે અને વીશેષમાં તે સબધીની હકીકત જૈન કોન્ફરન્સ હેરેલ્ડમા તેમજઅન્ય જૈન અને જૈનેતર જાહેર પત્રોમા બહાર પડે છે તેથી આપને તે સબધી માહીતી હશેજ, છતા ટુંકમાં અત્રે જણાવીએ છીએ કે:—

(૧) દર વરસે પુરૂષ અને સ્ત્રીધાર્મીક હરીફાઇ અને ઇનામી પરીક્ષાઓ લેવામ છે.

(૨) ફંડ તરફ નજર રાખી જૈન વીદ્યાર્થીઓને મારીક સ્કૉલરશીપો આપવામાં આવે છે.

(૩) જૈન પાઠશાળાઓને મારીક મદદ આપવામાં આવે છે

આટલું કરવામા આવે છે તે પુરતું નથી એટલુજ નહી પણ ઘણુજ ઓછુ છે, અને ગત કૉન્ફરન્સમાં આ બોર્ડે જે કરવુ જોઇએ તે સબધી ઉપર જણાવેલો જે ઠરાવ કર્યો છે તે પ્રમાણે દરેક કાર્ય કરવા માટે બોર્ડની ઉમેદવારી ધારણા છે.

ત્યારબાદ **શ્રી. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ સોલીસીટરે** વિવેચન કરતા જણાવ્યુ કે પ્રથમ બાઈ રતન શેઠ ઉત્તમચંદ કેશરીચંદ–ની જેમ ધાર્મિક હરીફાઇની પરીક્ષા માટે રૂ. ૨૦૦૦ ની રકમ આવી હતી. અભ્યાસક્રમમાં પાંચ ધોરણ ગોઠવવામા આવ્યા હતા. ૧ લા ધોરણમાં પ્રતિક્રમણ, ૨–૩–૪ યામાં નવતત્ત્વ વિગેરે પ્રકરણનું જ્ઞાન, નીચેની સ્થિતિથી તે મોક્ષ સુધી જૈનધર્મ શું કહે તેનું જ્ઞાન, પાચમાં ધોરણમા પાંચ ભાગ—ન્યાય, કર્મગ્રંથ, અધ્યાત્મ, ઉપદેશ પ્રાસાદ પાચ ભાગ, ઐતિહાસિક વિષયમાં ત્રિશષ્ટિ સલાકા પુરૂષ ચરિત્ર દશ પર્વ રાખવામાં આવ્યા હતા સ્ત્રીઓનો અભ્યાસક્રમ પણ તેજ પ્રમાણે સરલ

કર્યો હતો અનુભવપરથી જોવાય છે કે વિદ્યાર્થીઓની સંખ્યા વધે છે. અને તેથી આવી પરીક્ષાઓ ફતેહમંદ થયેલ છે. શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી લગભગ ૬૫૦ માસિકના પુસ્તકો ભેટ મળ્યા તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

બાદ **શેઠ મોહનલાલ મગનભાઈ ઝવેરીએ** ભાષણ કરતાં જણાવ્યું કે કેલવણીની કદર થતી જાય છે. અમદાવાદમાં ઓસવાલ એજ્યુકેશન ફંડની સ્થાપના રૂ. ૧૨૦૦ થી થઇ હતી. મુનિમહારાજ પણ કેલવણી માટે ઉપદેશ કરે છે. સુકૃત ભંડાર માટે અમદાવાદે કર્યું નથી. જે જે કારણો બાધક હતાં તે હવે વિલય થયાં છે. અમદાવાદ નગરશેઠપર એકાદ ડેપ્યુટેશન મોકલવામાં આવે તો તેના મનમાં ઉતરે. તેમજ અંબાલાલભાઇ પણ મદદ કરે, તેમાં માણેકલાલભાઇ મનસુખભાઇ શેઠના ભાગ લે અને બીજા લેશે તો અમદાવાદમાં ચાલવું મુશ્કેલ નથી. વિચાર કરતાં વાંઝણી વીયાય એ કહેવત પ્રમાણે જો વિચાર વિચારમાં રહેવાય તો કંઇ થાય નહિ વરઘોડા વાજા ગાજામાં ખર્ચ ન કરતાં કેળવણી પરજ હવે લક્ષ ગયું છે તે પ્રમાણે રહેશે તોજ ઇષ્ટ છે.

બાદ **રા. રા. સારાભાઇ મગનભાઇ મોદીએ** વિવેચન કરતાં જણાવ્યું કે આવો મેળાવડો મુંબઇમાં પ્રથમ છે તેથી ચળવળ જોઇએ તેવી થઇ નથી. બીજે સ્થળે મેળાવડા થાય છે તેથી આની ઉપયોગીતા જણાય છે. લગભગ ૪૦૦ ઉમેદવારો આ વર્ષે પરીક્ષામાં બેઠા હતા તે ઘણું આવકારદાયક છે. મહેનત સફળ થઇ છે. શાંતિનાથજી જેમ વિદ્યાશાળાને મદદ આપવાનું બોર્ડ જારી રાખ્યું હતું તેથી તે તેની નબળી સ્થિતિમાં ગરી જવાને બદલે ચાલુ રહી હતી. વ્યવહારિક શિક્ષણ સાથે ધાર્મિક શિક્ષણ આપવાની જરૂર છે આપણું સારું કાર્ય ચાલે છે તે હમેશાં સંભાળતા રહીશું તો મને ખાત્રી છે કે શ્રીમતો જરૂર આ તરફ નજર ફેંકશે.

ત્યારબાદ **મી. માવજી દામજી શાહે**-વિવેચન કરતાં જણાવ્યું કે ૯૦ સેન્ટરે છે તેમ જ્યાં જ્યાં વધુ વિદ્યાર્થી થાય ત્યાં ત્યાં સેંટર ઉઘાડવા પણ બોર્ડે જણાવ્યું છે તે ખુશીની વાત છે શેઠ અમરચંદ જેવા મદદ આપનાર મળ્યા. તેના કાર્યવાહક વિદ્વાન મળ્યા તેથી કાર્ય સારૂં થયું. ખ્રીસ્તી પોતાના ધર્મ પ્રચાર માટે ઘણું કરે છે. પ્રકરણાદિ પુસ્તકોની યોજના ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી કરી છે તે ઘણી પ્રશસનીય છે. આ પુસ્તકો તૈયાર થયાં પછી ૪-૫ વર્ષ કાયમ પરીક્ષા આપે અને ફતેહમંદ થાય તેને ડીગ્રી આપવામાં આવે તે બાબત સેક્રેટરીઓનું ધ્યાન ખેંચું છું.

બાદ **મી. લહેરૂભાઈ ચુનાલાલે** વિવેચન કરતાં જણાવ્યું કે અભ્યાસક્રમ સરળ થાય તો ૪૦૦ સેંટર કેમ ન થાય. શિક્ષકો યા શિક્ષિકાઓ સારા મળતા નથી. મહેસાણા વગેરે સ્થળે ટ્રેનિંગ કોલેજની તે માટે જરૂર છે. પર્યુષણ સમયે પેટી ફેરવી ફંડ મેળવી શકાય તેમ છે.

બાદ પ્રમુખ સાહેબે ફતેહમંદ નીવડેલા વીદ્યાર્થીઓને રોકડ ઇનામ પ્રમાણ પત્રો તથા ભક્તીકનાં પુસ્તકો વહેંચી આપ્યાં હતાં, અને પુસ્તકો ૬૫૦ ને આશરે શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી ભેટ મળ્યાં હતાં. તે માટે તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો. બાદ પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઈ હતી.

# कॉन्फरन्स मिशन.

## १ श्री सुकृत भंडार फंड.

(તા. ૪-૬-૧૭થી તા. ૭-૭-૧૭, સવત ૧૯૭૩ના જેઠ સુદ ૧૪થી અશાડ વદ ૩ સુધી)
વસુલ આવ્યા રૂ. ૧૮૬-૧૨-૦

ગયા માસ આખરની બાકી રૂ. ૧૫૫૭-૧૨-૬

**૧ ઉપદેશક મી. વાડીલાલ સાંકળચદ**—ઉત્તર ગુજરાત—
ઉનાવા ૧૨, દાઉમોટી ૬, બામેસણા ૯, વાલમ ૯ા,
પસુંદર ૦ાા, સવાળા ૧૦. કુલ રૂ. ૪૭-૦-૦

**૨ ઉપદેશક મી. અમૃતલાલ વાડીલાલ**—ખાનદેશ.
નંદુરબાર ૨૪ા. કુલ રૂ ૨૪-૮-૦

**૩ ઉપદેશક મી. પુંજાલાલ એમચદ**—કાઠીઆવાડ (ગોહેલવાડ)—
તણસા ૮ા, રાજપરા ૬ા, પ્રાચ પીંપળા ૦ા, ત્રાપજ ૧૪ા,
મણાર ૩ા, અલંગ ૦ા, લાકડીઆ ૦ા, દીહોર ૫ા, ભારોલી
૧ા, ભદ્રાવળ ૫, ટીમાણા ૪ા, ઠાડચ ૨ા, કુઢણા ૧, દેવ-
ળીઆ ૦ાા, ઠળીઆ ૭ાા, છાપરી ૨, સીંગાણા ૧ાા.
કામળોલ ૬ાા, સાખડાસર ૦ા, તળાજા ૧૭ા, પાવડી ૧ા,
સેલાવદર ૨, ફૂલસર ૦ા, ખંઢેરા ૨ા, ઉંચડી ૨ાા, પીથલપર
૨ા, ઝાંઝમેર ૪, પ્રતાપપરા ૧ા, મેથલા ૨, વાલર ૭ા,
તલી ૨ા. કુલ રૂ. ૧૧૨-૧૨-૦

**૪ આગેવાનોએ પોતાની મેળે મોકલાવ્યા**—બી. એફ. સાલમચંદ
ગુલેચછા-બેંગલોર ૨ા. કુલ રૂ. ૨-૮-૦

એકંદર કુલ રૂ. ૧૭૪૪-૮-૬

## ૨ જૈન એજ્યુકેશન બોર્ડની મીટીંગનું કામકાજ.

જૈન એજ્યુકેશન બોર્ડની એક મીટીંગ તા૦ ૨૩-૬-૧૭ ની રાત્રે ૭ાા વાગે ( મુ ટા. ) શેઠ ચુનીલાલ વીરચંદના પ્રમુખપણા નીચે ના જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑફીસમાં મળી હતી.

શરૂઆતમાં આગલી મીનીટ વાચી મજુર કરવામા આવી હતી બાદ નીચે મુજબ કામ કાજ સર્વાનુમતે પસાર થયુ હતું.

૧ જુદા જુદા વિદ્વાનો પાસે નીચેના પુસ્તકો તેની સામે મૂકેલા રૂપીઆનું ઑનરીયમ આપી, હાલની શિક્ષણ પદ્ધતિએ તૈયાર કરાવવા

જીવ વિચાર રૂ. ૧૦૦, નવ તત્વ રૂ ૨૦૦, કર્મ ગ્રથ રૂ. ૩૦૦, દંડક રૂ. ૭૫, બૃહેત્ સંગ્રહિણી રૂ. ૧૫૦, ક્ષેત્ર સમાસ રૂ. ૨૦૦

આ માટે નીચેના નિયમો ઘડવામાં આવ્યા છે.—

(૧) જે જે હરીફાઇમા ઉતરવા માગતા હોય તેમણે ઉપરના કોઇપણ ગ્રથ પૈકી એક યા વધારે ગમે તેને ચુંટી તે ખરે-આર ફુલેસકેપ કાગળ જેટલા મેટર નમુના રૂપે લખી

તા૦ ૧૫ મી નવેંબરે ૧૯૧૭ સુધીમાં સેક્રેટરીપર મોકલાવી આપવું આવશ્યક છે. તેની સાથે, પોતે કેવી રીતે કાર્ય કરવા માંગે છે તેનું માર્ગસૂચન સ્પષ્ટકારે કરવું.

(૨) તે મેટર દરેકનું આવ્યે બૉર્ડ સમક્ષ યા બૉર્ડ જે કમીટી નીમે તે સમક્ષ મૂકી તેમાંથી જે જે યોગ્ય જણાશે તેને આખા ગ્રંથનું કાર્ય સોંપવામાં આવશે.

(૩) તે પ્રમાણે જે ગ્રંથ તૈયાર થશે તે બૉર્ડ પોતાના દ્વારા યા બીજી સંસ્થા યા વ્યક્તિદ્વારા છપાવશે. તેની લગભગ પડતર કીંમત રાખવામાં આવશે. તેના કૉપીરાઈટ બૉર્ડને સ્વાધીન છે એમ સમજવાનું છે.

(૪) નમુનાનુ મેટર મોકલનારે પોતાનું નામ પોતાના મુદ્રાલેખ સહિત જૂદા કાગળમાં જણાવવું જ્યારે તેમને માત્ર મુદ્રા લેખ મેટરના લેખપર મૂકવો.

૨ વાંકાનેરના મી૦ હેમચંદ સુળજીની અરજી વાંચવામાં આવી હતી. તેમને જો ભાવનગર બોર્ડીંગમાંથી માસીક રૂ. ૧૦) ની સ્કૉલરશીપ મળતી હોય તો રૂ. ૭ની સ્કૉલરશીપ આપવી. અને જો ભાવનગરથી સ્કૉલરશીપ ન મળતી હોય તો માસીક રૂ. ૧૦) દસની સ્કૉલરશીપ આપવી. આ બાબત તેમને પત્ર લખી પૂછાવવું.

૩ મુંબઇમાં એજ્યુકેશન કૉન્ફરન્સ ભરવાની છે તેમાં ડેલીગેટ તરીકે મોકલવા નીચેના મેમ્બરોની ચુંટણી કરવામાં આવીઃ—

રા. રા. મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ, રા. રા. મકનજી જુઠાભાઇ મહેતા રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ, રા. સૌભાગ્યચંદ પી. દેશાઇ, ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી. રા. ઉમેદચંદ દોલતચંદ બરોડીયા,

૪ રાજા સત્યાનંદ પ્રસાદસીંહ તથા શેઠ મણીભાઇ ગોકળભાઇના પત્રો રજુ કરવામાં આવ્યા. શેઠ મણીભાઈના લખવા મુજબ રાજા સત્યાનંદ પ્રસાદસિંહ સાથે પોતે બારોબાર પત્ર વ્યવહાર કરવા સહાનુભૂતિ દર્શાવી આ બાબતમાં કોઇ વખતે બૉર્ડના ઓજીઅર્ડ બાબતોએ તો ઘણી ખુશીથી સલાહ આપશે.

૫ ભાવનગરના શેઠ અમરચંદ જસરાજને બૉર્ડના મેંબર નીમવામાં આવ્યા.

૬ લાઇફ મેમ્બર વધારવા માટે યોગ્ય ગૃહસ્થો સાથે પત્ર વ્યવહાર કરવો.

૭ નીચેના ગૃહસ્થોને સહાયક મેમ્બર તરીકે નીમવામાં આવ્યા.

વકીલ નગીનદાસ સાંકળચંદ—અમદાવાદ, રા. કેશવલાલ મલુકચંદ પારેખ—કપડવંજ. રા. રા. મણીલાલ ખાલાભાઇ નાણાવટી—વડોદરા, રા. ડાહ્યાભાઇ ખાલાભાઈ કોરા—ગોંડળ, ગ. રા. બાલાભાઇ ગુલાબચંદ—ગોંડળ, રા. રા. પ્રેમચંદ મોતીચંદ—કરકુવાડી શેઠ વાલચંદ હીરચંદ —ચાસ, શેઠ મોતીજી હેમરાજ—કરતુલ, શેઠ ફતેચદ મૈત્રીલાલ—ઉમરાવતી, શેઠ કેશવલાલ ઉમેદરામ—તાસગાંવ, શેઠ હીરાચંદ શેષકરણ—કલકત્તા, શેઠ ઇંદરજી લાલજી દોશી—કલકત્તા, રા. અમરચંદજી વૈદ્ય આગ્રા; શેઠ બુદ્ધમલજી ચાંદમલજી—છીંદવારા, કામદાર રતનજી નાગજી—નાનું ઝીંઝાવદર, મ્હેતા ચાંદમલજી જોધપુર. રા. હરીસીહજી કોઠારી નરસીંહ ગઢ, રા. પ્રેમચદ કરમચંદ શાહ ગોંડળ, ગ. મોતીલાલ લક્ષ્મીચંદ શાહ કપડવંજ તથા મુબઇના શેઠ ઝવેરચંદ અંદરજી, ડૉ. ત્રીભોવન લહેરચંદ શાહ રા. વાડીલાલ રાઘવજી શાહ, શેઠ દેવજી ભીમા તથા મી. માવજી દામજી શાહ.

બાદ પ્રમુખ સાહેબનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरॅल्ड.

Jaina Shvetambara Conference Herald.

પુ. ૧૩. અંક ૮. વીરાત્ ૨૪૪૩. શ્રાવણ, સં. ૧૯૭૩. અગષ્ટ, ૧૯૧૭.

# વીર સમયનો જૈન સંઘ-એક સ્મૃતિ.*

ગઝલ સોરઠની.

તું જૈન નામ દીપાવતો, તને યાદ છે કે ન યાદ છે;
કર્તવ્ય પાલક તું હતો, તને યાદ છે કે ન યાદ એ. ૧
તું તો હતો વિજ્ઞાનવડ, સાહિત્યવડ પણ સૌમ્ય તું;
શણગાર તું સોનો હતો, તને. ૨
છળ જુઠ હિંસાહીન તું, સૌ વાત પ્રેમ પ્રવીણ તું;
નિર્દોષ નીતિમય હતો, તને. ૩
નહિ ભોગ થાતો અકાળને, ત્યમ ના કદીએ પાપનો;
હતું સ્વર્ગસમ ગૃહ તાહરૂં, તને. ૪
તું સર્વ શ્રેષ્ઠ સમાનને, વિદ્વાન વીર સુજાણને;
સા'યક હતો તું તમામને, તને. ૫
કાયર નહિ નહિ ક્રુર તું, સાહસ મતિથી પૂર્ણ તું;
આળસ અતિ દૂરે હતું, તને. ૬
આચાર શ્રેષ્ઠ હતો અને, ઉંડો વિચાર વિવેકમાં;
ઉદ્યોગમાં અવિરામ તું, તને. ૭
સિદ્ધાંત તારા ઉચ્ચ શા ? ને લક્ષ્ય તારૂં તુચ્છ ના;
આજે સ્થિતિ તારી શું છે ? સરખાવીને પ્રિય જાગ તું. ૮

શુક. રાજકોટ.

---

*હિંદી [illegible] કમળાકરના કાવ્યથી સૂચિત

# તંત્રીની નોંધ.

૧

**રાજગૃહ સંબંધી જૈન સૂત્રોમાંથી હકીકત—**

આવશ્યક નિર્યુક્યવચૂર્ણિમાં આ પ્રમાણે છે—

अतीताद्धायां क्षितिप्रतिष्ठितं पुरम्. जितशत्रू राजा तत् क्षीणवास्तुकं मत्वा वास्तुपाठकै रन्य नगरस्थानं विलोकयति स्म. चनकक्षेत्रमेकं पुष्पितं ( फलितम् ) दृष्ट्वा तत्र चनकपुरं स्थापितम्, कालेन तदपि क्षीणं मत्वाऽरण्येऽन्याजय्यं वृषभं दृष्ट्वा तत्र ऋषभपुरं निवेशितम्, कालेन तस्मिन्नपि क्षीणे कुशस्तंबं दृष्ट्वा कुशाग्रपुरं कृतम्. तस्मिन् पुनः पुनरग्निना ज्वलिते सति प्रसेनजिन्नृपेण राजगृहं स्थापितम्–प्रसेन जितः पुत्रः श्रेणिकोराट्, तस्मिन् मृते सुतेन कोणिकेन चम्पा राजधानी कृता. कोणिके मृते तत्पुत्रेण उदायिन्नृपेण पाटलातरुस्थाने पाटलीपुरं स्थापितम्. तत्र उदायिमरणेन नवभिर्नन्दै राज्यं कृतम्.

—ભૂતકાળમાં ક્ષિતિપ્રતિષ્ઠિત પુર હતું. જિતશત્રુ રાજાએ તે પુરને ક્ષીણવાસ્તુક માની વાસ્તુપાઠકોની સહાયતાવડે બીજું નગરસ્થાન વિલોક્યુ–સ્થાપવા વિચાર્યું. પુષ્પ અને ફળવાળું એક ચનક ક્ષેત્ર જોઇ તે સ્થળે ચનકપુર સ્થાપ્યુ, કાલે કરી તેને પણ ક્ષીણ માની અરણ્યમાં અજય્ય વૃષભ-બળદને જોઈ ત્યાં ઋષભપુર સ્થાપ્યું કાલક્રમે તે પણ ક્ષીણ થયું. ત્યાર પછી કુશ ( ડાભ ) ના ગુલ્મને જોઇ કુશાગ્રપુર સ્થાપ્યુ. તે પણ અગ્નિથી બળી ગયા પછી પ્રસેનજિત રાજાએ ' રાજગૃહ ' નગર સ્થાપ્યુ.

—શ્રેણિક રાજા પ્રસેનજિતનો પુત્ર હતો. તેના મરણ પછી તેના કોણિક નામના પુત્રે ચંપાનગરીને પોતાની રાજધાની કરી કોણિકનું મરણ થયા પછી તેના પુત્ર ઉદાયિ નૃપે પાટલા વૃક્ષને સ્થાને પાટલીપુર સ્થાપ્યુ. ઉદાયિરાજાના મરણ પછી તેમાં નવનંદોએ રાજ્ય કર્યું "

રાજગૃહ નગરનું વર્ણન ભગવતી સૂત્રના ટીકાકાર અભયદેવ સૂરિએ ' ઔપપાતિક ' સૂત્રથી જાણવાનું લખ્યું છે, પણ તે સૂત્રમાં ચંપાપુરીનું વર્ણન આપ્યુ છે. રાજગૃહ અને ચંપા બંનેનાં વર્ણનો તુલ્ય હોવાથી તે ટીકાકારે ચંપાનું વર્ણન સ્વીકાર્યું જણાય છે. તે આ પ્રમાણે છે—

आइण्ण जणमणुस्सा. हलसय सहस्ससंकिट्ठ विकिट्ठ लट्ठ पण्णत्तसेउसीमा, कुक्कुड संडेयगामपउरा, उच्छु–जव–सालिकलिआ, गो–महिस–गवेल गप्पभूआ, आयारवंतचेइयजुवइविविहसण्णि विट्ठबहुला, उक्कोडियगायगंठिभेय–भड–तक्कर–खंडरक्खरहिआ, खेमा, निरुवद्दवा, सुभिक्खा, वीसत्थ सुहावासा, अणेगकोडिकुडुं

नियाऽण्णणिव्वुयसुहा, णड–णट्टग–जल्ल–मल्ल–मुट्ठिय–वेलंबय–कहग–पवग–लासग-आइक्खग–लंख–मंख–तूणइल्ल–तुंबवीणियाऽणेगतालायराणु चरिआ, आरामुज्जाण–अगड तलाग दीहिय वप्पिणगुणोववेया, नंदणवण संनिभप्पगासा, उव्विद्धविउल गभीर खायफलिहा, चक्क-गय-मुसढि उरोहसयग्घि जमलकवाडघणदुप्पवेसा, धणु कुडिलवंक पागारपरिक्खित्ता; कविसीसयवट्टर इयसंठियविरायमाणा, अट्टालय चरिय–दार–गोपुर तोरणउण्णय सुविभत्तरायमग्गा, छेयायरिय रइयदढ फलि हइंद कीला, विवणि–वणिच्छेय–सिप्पिआइण्ण णिव्वुयसुहा, सिंघाडग–तिग–चउक्क–चच्चर पणियावणविविह वत्थुपरिमंडिआ, सुरम्मा, नरवइपविइण्ण महिवइपहा, अणेग वरतुरग–मत्त कुंजर–रहपकर–सीय–संदमाणीयाइण्ण जाण जुग्गा, विमुउलण वण लिणिसोभियजला, पंडुरवरभवण सण्णि महिआ, उत्ताणयणपेच्छणिज्जा, पासाइया, दरसणिज्जा, अभिरूवा, पडिरूवा. ”—

—તે નગર મનુષ્ય જનોથી આકીર્ણ હતુ માર્ગની સીમા સેંકડો અને હજારો હળો વડે દૂર દૂર સુધી ખેડાયેલી, લષ્ટ–સારી અને બીજ વાવવાને યોગ્ય થયેલી હતી. ત્યાં કુકડા અને સાંઢડાઓ ઘણા હતા તે શેરડી, જવ અને શાલિ ( ચોખા ) થી યુક્ત હતુ. તેમાં બનદ પાડા અને ગવેલક–મેંઢાઓ ઘણા હતા ત્યાં સુદર આકારવાળા ચૈત્યો અને સારી યુવતિઓના સનિવેશો–રહેઠાણો બહુલતાએ હતા. તે લાંચ ખાનારાઓથી, કેડ વગેરેથી સોના વગેરેની પોટલીને કાપનારાઓથી બળાત્કારે પ્રવૃત્તિ કરનારા ભટોથી, ચોરોથી અને ફાંસા દેનારાઓથી રહિત હતુ. તે ક્ષેત્ર, નિરુપદ્રવ, જ્યાં ભિક્ષુકોને સારી ભિક્ષા મળે તેવુ, વિશ્વાસીઓ માટે શુભ આવાસવાળુ અને અનેક કુટુંબ પાનકોથી ભરેલું, સતુષ્ટ અને શુભ હતું. વળી નટો નાચનારાઓ, દોર ઉપર ખેલનારાઓ, ચિત્ર બતાવનારા ભિક્ષુઓ, તૂણ નામનું વાજું વગાડનારાઓ, તુંબડાની વીણા વગાડનારાઓ અને અનેક તાન દેનારાઓ તે નગરને સેવતા હતા તે આરામ, ઉદ્યાન, કૂપ, તળાવ, દીર્ઘિકા અને પાણીના ક્યારાઓના સૌંદર્યથી યુક્ત હતુ, તે નદનવન સમાન પ્રકાશવાળુ હતું ત્યા વિશાળ ગભીર–ઊડી અને નીચે ઉપર સરખી એરેની ખાઇ હતી. તે ચક્ર, ગદા, મુસઢિ–શસ્ત્ર વિશેષ, ઉરોહ–છાતીને હણનાર શસ્ત્ર, શતઘ્ની–સોને મારનાર શસ્ત્ર, અને સાથે જોડેલાં તથા નિશ્છિદ્ર કપાટોથી ઘણુ દુષ્પ્રવેશ હતુ તે વાંકા ધનુષ્ય કરતાં પણ વાંકા કિલ્લાથી વ્યાપ્ત હતુ તે બનાવેલા અને જુદા જુદા આકારવાળા ગોળ કાંગરાઓથી વિરાજમાન હતુ અટારીઓ વડે, ચરિય–કિલ્લા અને નગર વચ્ચેના આઠ હાથ લાંબા માર્ગોવડે, કિલ્લાનાં અને નગરનાં દ્વારો વડે અને તોરણો વડે ઉન્નત અને જુદા જુદા રાજમાર્ગ વાળુ હતુ તે નગરનો મજબુત પરીઘ અને ઇન્દ્રકીલ ચતુર આચાર્ય–શિલ્પીએ–બનાવ્યો હતો તેમાં બજારો તથા વાણીઆનાં સ્થાનો હતાં અને તે શિલ્પિકોથી આકીર્ણ, નિવૃત અને સુખરૂપ હતું તે ત્રિકોણ સ્થાન, જ્યાં ત્રણ શેરી ભેગી થાય તે ત્રિક, ચોક, જ્યાં અનેક શેરીઓ ભેગી થાય તે ચત્વર, અને કરીઆણાની દુકાનો અને વિવિધ વસ્તુઓથી

મંડિત હતું. તે સુરમ્ય હતું, ત્યાં રાજમાર્ગ રાજાઓથી આકીર્ણ હતો. તે અનેક સારા ઘોડાઓ, મત્ત હાથીઓ, રથના સમૂહો; શિબિકાઓ અને સુખપાલોથી વ્યાપ્ત હતું. તે યાનોથી અને યુગ્યો-એ હાથના વેદિકાવાળાં વાહનો-થી યુક્ત હતું. ત્યાં નિર્મલ અને નવી કમલિનીઓથી પાણી શોભતું હતું. તે ધવળ સારાં ભવનોથી સન્નિમહિત હતું અને તે ઉંચી આંખોવડે પ્રેક્ષણીય મનને પ્રસન્નતા દેનારૂં, દર્શનીય, અભિરૂપ અને પ્રતિરૂપ હતું."

ભગવતી સૂત્રમાં જણાવ્યું છે કે;—

रिद्धत्थिमिय समिद्धे पमुइयजण जाणवए ।

—( પુરના ભવનાદિવડે ) વૃત્ત-મોટું, ( સ્વચક્ર વગેરે ભયથી રહિત હોવાથી ) સ્થિર અને ( પૈસાની તથા અનાજ વગેરેની વિભૂતિથી યુક્ત હોવાથી સમૃદ્ધ અને આનંદના સાધનરૂપ અનેક વસ્તુઓ ત્યાં હોવાથી ત્યાં રહેનારા ) લોકો અને ત્યાં આવેલા દેશના લોકો-જાનપદો જ્યાં પ્રમોદ પામ્યા છે એવું.

૨.

## એક ખુલાસો.

—વાયડ જ્ઞાતિના સંબંધમાં રા. રામલાલ ચુનિલાલ મોદીનો ઐતિહાસિક લેખ અમે તેમની સંમતિથી હેરૅલ્ડના ગત એક અંકમાં દાખલ કર્યો હતો તેમાં અમારા તરફથી અમરચંદ્ર સૂરિના ગ્રંથો સંબંધી ફુટનોટમાં ટીકા કરી છે તે સંબંધી ખંભાતથી પૂજ્યપાદ મુનિમહારાજશ્રી સિદ્ધિમુનિજી નીચે પ્રમાણે ખુલાસો કરે છે તે ખાસ ધ્યાનમાં લેવા જેવો હોવાથી અત્ર મૂકીએ છીએ:—

વાયડ જ્ઞાતિના સંબંધીના લેખમાં તમોએ જિનેંદ્ર ચરિત્ર તથા પદ્માનંદ કાવ્ય વિગેરે સંબંધી લખ્યું તે પણ મેં વાંચ્યું છે અહીંનો તાડપત્રનો નગીનદાસનો ( શાંતિનાથ ભંડાર ) ભંડાર મેં સંપૂર્ણ હાલજ જોયો છે અને તેની વ્યવસ્થિત ટીપ વિગેરે પણ કર્યું છે તે પરથી સમજાયું છે કે જિનેંદ્ર ચરિત્ર એ ચોવીસ તિર્થંકરોનું ચરિત્ર છે. તેના ૧૮૦૨ શ્લોક છે પ્રત્યેક તિર્થંકરના ચરિત્રમાં કોઇમાં ૧૦૦ કોઇમાં ૭૫ કોઇમાં ૧૨૫ એમ શ્લોકો છે. પદ્માનંદ કાવ્ય એ તેથી જુદું હોઇ તેનું ૬૨૮૧ શ્લોકોનું પ્રમાણ છે અને પ્રશસ્તિ ૧૧૫ શ્લોક પ્રમાણ જુદી આ કાવ્ય વીરાંક છે. ગ્રંથાવલીમાં ૩૩૧ પૃષ્ઠમાં પદ્માનંદ કાવ્યની વૃત્તિ તરીકે આની નોંધ કરી છે તે આ કાવ્ય છે તેમાં રૂષભદેવનું ચરિત્ર વર્ણવેલું છે અને તે જિનેંદ્ર ચરિત્રમાં જે સંક્ષિપ્ત રૂષભદેવ ચરિત્ર છે તેના વિસ્તાર રૂપમાં છે પણ તે વૃત્તિની ઢબમાં નથી. જિનેંદ્ર ચરિત્ર અનુષ્ટુપ વૃતમાં છે અને આ કાવ્ય તો ભિન્ન ભિન્ન છંદોમાં ઘણા સર્ગોથી લખાયું છે. જિનેંદ્ર ચરિત્રમાં એક સંક્ષિપ્ત ચરિત્રમાં વપરાય તેવી અલંકારિક ભાષા છે ત્યારે આ પદ્માનંદ કાવ્યમાં પરિપૂર્ણ આલંકારિક ભાષા છે અર્થાત્ કાવ્યનાં સર્વ અંગોથી તે શોભિત છે. તેનાં વસંત વિગેરે રૂતુઓનાં વર્ણન અને એવાં બીજાં પણ વર્ણનો અપૂર્વ અને લાલિત્યતાથી યુક્ત છે આ સર્વ સંયોગોથી મારો એવો નિર્ણય થયો છે કે જિનેંદ્ર ચરિત્ર તે ચોવીસ જિનનું ચરિત્ર અને પદ્માનંદ કાવ્ય એ જિનેંદ્ર ચરિત્રાંતર્ગત રૂષભદેવ ચરિત્રની

કાવ્યરૂપે ( નહિ કે તેના શબ્દાર્થ કથન રૂપે ) વિસ્તાર કથનારી વૃત્તિ છે ગ્રંથાવલીમાં પૃ. ૨૩૮ માં ૭૬ પત્રનું અમરચંદ્ર કૃત પ્રાકૃત આદિનાથ ચરિત્ર નોંધેલું છે તે શંકા થાય છે કે આજ ભુલથી પ્રાકૃત છે એમ તો નહિ નોંધ્યું હોય ( હું જાણતો નથી કે અમરચંદ્રનું તેવું પ્રાકૃત રૂષભચરિત્ર છે ) અહિંના ભંડારમાં જિનેંદ્રચરિત્રની પ્રત છે તેનાં ૯૯ પત્ર છે અને પદ્માનંદ કાવ્યનાં ૩૧૯ પત્ર છે. પદ્માનંદ કાવ્યને જિનેંદ્ર ચરિત્રનાજ વિસ્તારરૂપ કહું છું એનો હેતુ એ છે કે તેના સર્ગાંતોમાં પદ્માનંદ કાવ્ય અપર નામ જિનેંદ્ર ચરિત્ર એમ સ્પષ્ટ લખેલું છે હાલ એ જ. વિશેષ ખુલાસો પુછવાથી મળી શકશે.

---

# વિનોદ વિલાસ.

(લેખક;--મોંશ્યોર્ ' રમુજી. ')

[ ગતાંકમાં મોં. રમુજીએ દીપેલ દેખાવને પરિણામે કેટલેક સ્થળેથી મોં. રમુજી સંબંધે અમોને પ્રશ્નો પૂછવામાં આવ્યા છે. ' શું તેઓ ખરેખર ફ્રાન્સથી આવ્યા છે ? ' એ પ્રશ્નના ઉત્તરમાં અમારાથી હસ્યા સિવાય અને ગતાંકનાં વિનોદ વિલાસનો હવાલો આપ્યા સિવાય રહી શકાયું નહિં, ' રમુજી ખરું નામ છે કે તખલ્લુસ ? ' આ પ્રશ્નનો ઉત્તર મોં. રમુજી આ પ્રકરણને અંતે આપે છે તે જોઇ લેવો. મોં. રમુજી ફ્રાન્સ દેશવાસી નથી એમ કોઇને શંક જતો હોય કે શંકા થતી હોય તેમણે અમારી ઓફીસમાં પધારવા તસ્દી લેવી અને ખાત્રી કરી લેવી. બીઓએ પધારવા તસ્દી લેવી નહિં............ ]

તંત્રી.

* * * *

ઠીક લગાવી મૂનિ મહારાજ ! તમે ચાબુક તો બરાબર લગાવી !! તમે તો ' એક મ્હોટું આશ્ચર્ય ' એ નામનો લેખ તા. ૧-૭-૧૭ નાં ' જૈન 'માં લખો છો. પરંતુ મને તો હઝાર ગણું મ્હોટું આશ્ચર્ય એ થાય છે કે છતે સૂર્યે અંધારું અને છતે પૈસે ભુખમરો ' એ તમારી દષ્ટિએ હમણાંજ પડયો ! મહારાજ, વોતો આગુંસે ચલી આતી હય ! ! તમે કહો છો કે બધુંય છે. વાણીયા ભાઇઓમાં " શ્રીમંત ગૃહસ્થો નથી એમ નથી. તેમ તેઓ કશુ ખર્ચતા નથી એમ પણ નથી. જૈનોમાં કંઇક શ્રીમંત ગૃહસ્થો પણ છે અને તેઓ મન માન્યા પ્રસંગે દ્રવ્યનો બહોળો વ્યય કરતો પણ દેખાય છે " ત્યારે શું નથી ?—" ખામી માત્ર વવા ( વિવેક )નીજ છે. જો એક વવો ( વિવેક ) તેમનામાં પ્રગટે તો છતે પૈસે ભુખમરો કહેવાનો પ્રસંગ આવેજ નહિં. " સાચું મહારાજ ! તનો તલ સાચું !! પણ એ વવાને પ્રગટાવવો કયાથી ! એ પણ જરા જણાવી દ્યો ગુરૂજી. વવાનો છોડ-લાવો-તેને પયસીંચન કરો ત્યારે પ્રગટેને ? એ કાંઇ પેલા શંકર જેવો

કોઇ નિર્વંશ થવા દેવાય ?"

તારૂં ખચ્ચર થાયરે તારૂં, તપસ્વિની !

× × × ×

શું કહોછો મહેરબાન ! 'લડાઇની કતલનાં પરિણામે મારી કુમારી કે વિધવા સ્વદેશ વાસીઓને હિંદુસ્થાન બોલાવું કે આફ્રીકા મોકલાવું; એમ ! અરે વાહરે બચ્ચા, તારી નજર કાંઇક ખાટી મીડી થઇ લાગે છે. પણ સબુર કર-આ તારા ઘરની તો હોળી ઓલવ પછી ફ્રાન્સની ગોરી ગોરી મઢમડીઓની વારે ધાજે. આ તારી લાખો હિંદવાણીઓ વગર લડાઇએ અને વગર વાંકે વિધવા થઇ ગઇ છે તેનું કાંઇ ધાર્યું ? તેને ક્યાં મોકલવી છે, કહે જોઇએ ! જરા નજર તો કર ! કેટલીક વિધવા તો હજુ પારણામાં ઝુલે છે !! કેટલીક વિધવાઓ હજુ ઘાઘરીને મોશલો ઓઢીને ફેરફુદડી ફરે છે !!! હજારો વિધવાઓ જીવનનો વસંત સમર્થ માબાપ પર ગાળો અને શ્રાપોનો વરસાદ વરસાવી કંગાલ હાલતમાં ગુજારે છે યાતો સ્વચ્છંદે દુરાચાર કરે છે !!!! તે આ બાબત ઉપર કોઇ દિવસે કે રાત્રે વિચાર કર્યો છે ? કે અમથોજ પરગજુ થઇ પડયો છે ? બીચારો ફ્રાન્સની રમણીઓની દયા ખાવા આવ્યો છે ! ફ્રાન્સની રમણીઓની દયા ખાવાવાળા અમે હૈયાત છીએ; તું તારા દેશની રમણીઓનું ઉજાળને એટલે બસ.

× × × ×

અમે કાંઇ દેખાદેખીએ રૂઢી બંધનો યોજતા નથી સમજ્યોને ! અમારી નીતિ તે અમારીજ નીતિ. તમારી પેઠે તમારા બાપદાદાની નીતિ નહિં, બાપુ ! વેણુબાઇ વાણીયણે જમાઇને પોંખતી વખતે બીલાડી આડી ન ઉતરી જાય માટે તેણે ટોપલા નીચે ઢાંકી; તે તેની સગી વ્હાલી અને દીકરીએ દેખ્યું. એટલે પછી પોંખતી વખતે ટોપલા નીચે બીલાડીને-કયાંઇથી પકડીને પણ-ઢાંકવાની પરંપરા ચાલી, ચાલી તે ચાલીજ આવી. તમારૂં બધુય આવું ને આવું. કારણ પૂછવાની કે ઉપયોગ-સમજવાની દરકારે કોણ કરે ! અમે તો જમાનાની સાથેજ નીતિ બદલતા જઇએ છીએ. અત્યારે અમે ' એક સ્ત્રીવાદી ' (monogamist) છીએ પરંતુ ચાલુ લડાઇના પરિણામે કદાચ સ્ત્રીઓની સંખ્યા વધી પડે તો શું વધારાની સ્ત્રીઓને વાઢી રાખશું ? કે હિંદુસ્થાન કે આફ્રીકા ચડાવી દેશું ! રામ રામ કર, ને વાટ જોઇને બેસ. એવો વધારો થશે તો અમે એકને બદલે બે ત્રણ કે ચાર ચાર સ્ત્રીઓને ઘરમાં બેસાડીને દેશની દુર્બળતા અને નિર્બળતાને હટાવીશું પણ તમારી પેઠે સ્ત્રીઓને સબડતી સ્થિતિમાં નહિં રાખીયે ! સાંભળ્યું ? તમો કહો છો કે વાણીયા વિના ' રાવણે ' નું રાજ્ય ગયું પરંતુ હું તો કહું છું કે વાણીયા ભાઇઓએ પોતે હાથે કરીનેજ પોતાનું રાજ્ય ખોયું; તે આમને આમ !

RAMOUZIE.

# રંગસાગર નેમિફાગ.

કર્તા—સોમસુંદર સૂરિ.

( ગત માસના અંકથી ચાલુ. )

## ખંડ બીજો.

श्री नेमि प्रमुख प्रौढ यदूनां वास हेतवे ।
शक्रादिष्टां पुरी चक्रे श्रीदः सौराष्टमंडले ॥

રાસક.

સોરઠ મંડલિ ધનદિ ઇંદ્ર આઇસિં કારણિ નવ બારીરે;
દ્વારિકા નગરી સોવન ઘલહરે ઘલહરે સાગરિન્હનાગીરે. ૧
ઉત્તુંગ તોરણમણિ મંડપ મનોહર હરગિરિ હરાવણ દ્વારરે;
તીણુઈ નગરી અતિ રૂઅડા જિનહર હરઈ રયણિ અંધકારરે. ૨

આંદોલા

હરઈ રયણિ અંધકાર, ઝલહલતા મણિસાર,
હેમ ધવલહરૂએ, કનક કલહેમ ધરૂએ,
સુહડિ આવા ખંભ, કારણી આદલા થંભ,
રંભકિ પુતલીએ, મણિભમરી ભલીએ. ૩
દીસે નમરિ યુવાન, સુંદર સોવનવાન,
અનંગ સંજીવનીએ, ઘરિ ઘરિ પદમિનીએ,
યાદવ પુરવાસી, ચહુટાં ચઉરાસી,
સોવન પાવડીએ, જલભરી વાવડીએ. ૪

ફાગ.

વોવિદ્ધિ રંભ સમાણીય પાણીય પંહારિ સુરંગ,
ગઉખ જાલી મત બારણાં બારણાં તોરણ જંગ. ૫
નવરંગ ચંદૂઆ ફાલીએ આલીએ એવઈ નારિ,
અવર ઊપમ દેવા ટલઇ, વાટલઈ વાટલઈ હેમ પગારિ. ૬
રયણ કોસી સાઉલિરે ચોલિરે કનક કપાટ,
મણિમય તોરણ ઊપરિ દૂપરિ અવિચલ થાટ ૭
ષટ રિતુ મંડિત ઉપવન પવન હીંડોલિત ડાલ,
તરૂઅરિ પરિમલ વાસિત નાસિત રવિકરવાલ. ૮

आर्या.

नाना वास विमान मावरामा सुरामरीश्वारम्या ।
अमरनगरी समाना द्वारवती नाम नगरीअं ॥ ९ ॥

દ્વારિકા વર્ણન-રાસક.

તીણી નગરીઈ જરાસંધ વિધ્વંસક સકલ યાદવ દેવિંદરે,
સયત રતનવંત રાજકરઇ હરિ હરિકુલ કમલ દિણિંદરે. ૧૦
આયુધશાલા ગયુ એકદા ગોવિંદ નીઈંદ નીત્તવન્ન ઉદારરે,
ખડગ ગદાદિક આયુધ શરગતિ રમતિં નેમિ કુમારરે. ૧૧

આંદોલ.

રમતિં નેમિં કુમારરે, શરમઈં હરખ થાયરે,
શારંગ ચડાવઇએ, શંખ વજાવઇગે;
ધનુષ તણો ધોંકારિ, શંખ તણે ઉંકારી,
ડોલઈ ડુંગરૂએ. ૧૨
નાદિ ભરિઉ બંભંડ, ખિણિ થભિઉ માર્તંડ,
પૃથવી થરહરીએ, મનિ ચમકિઉ હરીએ;
જયજયકાર કરંતિ, સુર કુસુમે વરિસંતિ,
નેમિ તિહાંયિઉએ, કાહ્ન કન્હઇ ગયુએ. ૧૩

ફાગ.

નેમિં સિહાસણિ થાપીય આપીય બાંહ મુરારિ;
તવ બલ ગરવ કરાલીય ચાલીય નેમિ કુમારિ. ૧૪
હરિકુલ કાનિનિ રાયઇએ સાયઇ એ નેમિ રસાલ,
બાંહ ડાલઇ પિકનો લહએ ડોલઇએ કંસનઉ કાલ. ૧૫
નેમિ ભુજબલ જાણીય આણીય કેસવિસંક;
લેસિઇ એ માહરૂ આજ એ રાજ એ હું નિકલંક. ૧૬

काव्यं.

रामो जंपइ नेमि निब्भरभुआ ढंडाण चंडं वलं ।
जाणे ऊण विसाल रग्घहरणा संकाकुलं केसवं ॥
सोरव्वं नरकंत मिच्छदि कहं ताम्ण पुप्फोविजो ।
जोगिं दोपरिणे दिनेग तरुणि वेरग्गरंगादरो ॥ १६ ॥

ફાગ.

ઇણિં વયનિ અમી સરિષઈ એ હરિષઇ એ સીતવઈરાય;
બત્રીસ સહસ અંતેઉરી નેઉરી નિરૂપમ પાય. ૧૭
કામિની જનમનો માહગ સોહગ સુંદર દેહ;
નેમિ મનાવિઉ રમણીય રમણી પરિવુવઉ એહ. ૧૮

શ્લોકઃ

यावद्रागासिता देशाः श्री नेमिरमणेच्छया ।
अंतःपुरे विनेयांति वसंतस्तावदान् गमन् ॥ १९ ॥

રાસક.

અવસરિ અવતરિ રતિ મધુ માધુ માધવી માલવી પરિમલ પૂરીરે;
કુસુમ આયુધ લેઇ વનસ્પતી સવિરહી વિરહી ઊપરિ સૂરીરે. ૨૦
મદન રણુ ગિ ગિ સારથિ પરિમલ ભરિમલ યાનિલ વાઈરે;
સુભટિ કિ મધુકર કરઇ કોલાહલ કોહલ કોકિન વાઈરે. ૨૧

આંદોલ.

કોઇલ વિંખયણી, મદિરારણુ નયણી,
નાર કિમ રહઠીએ, વનિ વનિ બઈઠીએ.
પંથી પ્રાણુપતંગ, કાલકે કાજલ ભૃગ,
ચંપક દીપકૂએ, વન ઘર દીપકૂએ. ૨૨
કુસુમિત એ કરણી, જાણે કિરિ તરણી;
મધુકર શ્રેણી એ, તેહ સિરિ વીણીએ.
જખીર બીજ ઉરી, વેઇલ વઉલ સિરિ;
પાડલ પારધીએ, મંધુરસ વારિધીએ. ૨૩

ફાગ.

વાડીયુ સવિ હુ કુસુમાયુધ આયુધ આશા લહવંતિ,
ભમર રહઇ તિહાં પાહરી માહરી એ મન ભ્રંતિ. ૨૪
સવત્રી ફૂલડઇ મહૂર અર મહુઅર રણુ જવ દીઠ,
મુગધ ભણુઇ તવ રાહુઉ આહૂઉ ચંદ્રી બઇઠ. ૨૫

કાવ્ય.

આવીએ મધુ માધવી રતિ ભલી ફૂલી સવે માધવી;
પીલી ચંકની કલીમયણુની દીવી નવી નીકલી,
પામ પાડલ કેવડી ભમરની પુગી રૂલી કેવડી;
ફૂલે દાડિમિ રાતડી વિરહિયાં દોહી હુઇ રાતડી. ૨૬

ફાગ.

સુલલિત ચરણુ પ્રહારિઇ મારઇ કામિની લોક,
ધિકા વિહસંતિ અભાગીયા તહવિ અશોક. ૨૭
રૂવભરિ કરઇં પરીરંભ રંભા સામાણી નારિ;
વનિ વનિ કુસુમ રોમ રોમાકર કુરબક ધરઇ અપારિ, ૨૮
પૂરઇ પટ્પદ ભિનટ ફૂલિ ટર્યા વનખંડ,
ત્રિભુવનિ મદન મહીપતિ દીપતિ અતિ પચંડ. ૨૯

### કાવ્ય.

ઉઢી ત્રાહર ચીર સુંદર કસી હાલી કસો કાંચલી,
આંજી લોચન કાજલે સિરિ ભરી સીમંત સિંદુરના;
લેઇ સાથિઇ નેમિ કુંવર સવે ગોવિંદની સુંદરી,
વાડીએ ગિરિનાર ડૂંગરિ ગઇ સિંગારિણી ખેલિવા. ૩૦

### રાસક.

વસંત ખેલણિ લેઇ સાથિઇ દેવર, દેવર મણિસમ ગોરી રે;
પહુતલી ગિરિનાર ગિરિ અંબાવનિ બાવનિ ચંદનિ ગોરી રે. ૩૧
અનંગ જંગમ નગરા બહુવિધ પરિ પરિણવા મનાવણ હારી રે;
લલાટ ઘટિત ઘનપીયલિ કુંકમા કુમર રમાડે નારી રે. ૩૨

### આંદોલા.

કુમર રમાડઇ નારિ, હીડોલે હીંચણહારિ;
ઉચ્છંગિ બઇસારી એ, મયરિ સિંગારીએ,
થાઇ ઘુમણિ ઘોર, દોલઇ દીહર દોર;
કંચણ ચૂડીએ, રણકઇ રૂયડીએ. ૩૩
દેઉર માર ઉર વરિ હાર, વઉલ સિરી સુકુમાર,
નવ નવ ભંગીએ, કુસુમચી અંગીએ;
ત્રીકમ તરૂણી યુગ, વિરચઇ ચંગ,
અતિ અણીયાલઉ એ, ધૂપ ધુણાલઉ એ. ૩૪

### ફાગ.

ધૂપ ધૂણાલઉ વિચિ વિચિત્ર કુંસુમ રચઇ એમિ;
અતિ હિ અલંકૃત કલી હરિ હરિ રમણી ત્રિઉં એમિ. ૩૫
કનક ચઉ કીવટ માંડતી હા રસ પૂરિ,
નેમિ રમાડઇ સોગઠે સોગઠે સઉ સવિ દૂરી. ૩૬

### અઢઈઆ.

વન ખંડન મડન અખંડ ખડો ખલી, મલયાનિલ પાડિત જલ ઉકલી;
ઉકલી ચતુર દુઆરિ યુ, ધન ધન તેહ જલિ વિલસંતઈ,
સવિ અલરેસરિ, વિગલિત કાજલ કુંકુમ કેસરિ,
તસરિ સીહરિ નારિ યુ, ધન ધન૦ ૩૭
જગમગ જગમગ ઝાલિ ઝબૂકઈં, રિમિ ઝિમિ રિમિ ઝિમિ ઝઝર ઝણુકઈં;
ઝીલઇ ઝાકઠ નીરિ યુ, ધન ધન૦
સુરભિ સલિલ ભરી સોવન સીંગી, કેસવ સુંદરિ સકલ સુરંગી,
સીંચઈં નેમિ સરીરયુ ધન ધન૦ ૩૮
ઇણ પરિ વિવિધ વિલાસે રમણી, નેમિ કુમર મનિ અચિલ જાણીય,
પાણીય રમલિ મઝારિયુ ધન ધન૦
વાનિ જિસી દુઇ ચંપકની કલી, રૂપિ કરની અપછર નીકલી,

નીકલી આહિરિ નીસરી.
સરીરિ કરઈં સિણગાર પહિરઈ ચીર મનોહર,
રમણિ કુસુમ કુસુમ સુકુમાર.
નેમિ પાગ પડી પ્રેમ ભણઇ અઝ્‌હ ભણી કરિ ન પસાઉ,
સાવ સલૂણ તું માનિ ન માનિની પરિણ ભાઉ,
નેમિ કહ્યાઉ ભાગ ઉ લાગ ઉ, માન નઇ રગિ,
તવ મનિ માનિ હુ જાણીય રાણીય ઊલટઇ અંગિ. ४४

—ઇતિ રંગસાગર નામ્નિ શ્રી નેમિ જિન ફાગે વિવાહાકાર વર્ણન દ્વિતીય ખંડં.

ત્રીજો ખડ.

ગાજંતી ગજ ગેલિ ગંજન ગતિં ગોરી ગુણે આગલી,
સારી સાવ સલાસ્વણી સરસતી સસ્દીસતી સુદરી,
માગી નેમિ વિવાહ કારણિ કરી કન્યા કુલીણી કલા,
વંતી કુંઅરિ ઉગ્રસેન કુલની ગોવિંદિ રાજીમતિ. १

રાસક.

ઉગ્રસેન ભૂપતિ સંભવ કન્યા, ધન્યા ગુણહ નિધાન રે,
ગોવિંદિ માગી સુભગિમા ગુણ ભાજન રાજીમતી અભિધાનરે. २
સકલ ગંલકર લેઇય અલગન લગન લગન ઉચ્છાહરે;
અસંખ પટ ઉલા બાંધી ઈ માડવિ માંડવિ માંડ વિવાહરે. ३

આંદોલ.

માંડવ રચઇં વિસાલ, ચંદૂઆડા ચઉસાલ,
મણિ મોતી ભરિઆ એ, દીસિઇ સિરિ ધરિઆએ.,
રતન ખચિતાચિ થંભ, હેમ ઘટિત સિરિ કુંભ,
માણિક દીવડાએ, દીપઇ રૂઅડાએ. ४
ઈંદ્ર ધનુપ આકારિ, તલિઆ તોરણ બારિ,
મણિ હીરાલીએ, વંન આલી એ.
સંમહિઆં અતિ અણીઆલ, સુંદર ધવલ વિસાલ,
નાગર ખડડાએ, પાન અખંડડાએ. ५

ફાગ.

સંમકાં રંગ સનાગર નાગર ખંડડાં પાન,
પરથલ મધુકર ધતે કરી તે કરી તે કરીઈ પકવાન. ६
માંડીઈ મણિમય ભાજન, સાજન જિમઇ વિવાહિ;
મૂકીઇ પકવાન શાલિરે, દાલિ રેલિઈ ઘૃત આહિ. ७

કાવ્યં.

સાર્દૂલ. મૂકીઇ પકવાન વાનિ ધવલાં દેસાઉરી સૂખડી,
પીલી દાલિ ( દાવિ ) અખંડ શ્રાલિ સુરહૂ ઘી સામટાં સાલણાં,
ટાઢાં દેપ દદી અઉપરિચલું ગંગા જલે ઉજ્વલે,
કાથે કેવડી એક પૂર સરિસે તમોલિ પાના દલી. ८

રાસકઃ

નેમિ અનેક પરિ કામિનિઅ સુગધ, દુગધજલિંઅ ધોલઇ રે
પંચ શબ્દ વિવિધ ધવલ દિઇં, ગુહિરા મુહિ રાતી તબોલિઇ રે. ૯
બાવનિ ચંદનિ ઊગટિ સારઇ, કારઇ સવિ સિણગારરે;
હીરા લગ અંગિ કૃષ્ણાગુરૂ, બહિકઇં લહકઇ કુંડલ હાર રે. ૧૦

આંદોલા.

લહકઇ કુંડલ કાનિ, સસિ રવિ મંડલ માનિ,
મુકુટ મનોહરૂએ, સિરિ સોભાકરૂ એ.
નીલવટિ તિલક વિશેષ, નયણે કાજલ રેખા,
વદનિ તંબોલૂએ, પગિ કૂંકૂં રોલૂએ. ૧૧
ઉરવરિ નવસર હાર, નવ જલધર જિમધાર,
મણિ રૂચિ પીયલીએ, વિચિ વિચિ વીજલીએ.
મુદ્રડી મંડિત પાણિ, વીરવલય ભુજ ઠાણિ,
બાંહડી બહિરખાએ, ઝલકે બિહુપખાએ. ૧૨—શૃંગારવર્ણન.
ઇમ સિણગારીઉ સારી એ નારીએ નેમિકુમાર;
આગલિ મણિઆરીસઇ એ દીસઇએ સોહગસાર. ૧૩

ભાષા.

બાવનિ ચંદનિ ગૂંહલીરે, ઊપરિ ચઉકનકેરારે,
મણિક મોતી કેરારે, માંડિઉ સોવન પાટે સુંદરૂએ,
તેહ ઊપરિ હરષિં થાપીઇ માંડી મનિ ઊમાહોરે
થાલ મણિમય સાહી રે મોતીઅડે (વ) ધાવઇં કુંઅરૂએ. ૧૪
ભદ્ર જાલિક ધવલ મયગિલિ સિવાદે કુંઅરૂએ;
સોભાગ સુંદરરે, ચડિઉ જિનિઉ હુઇ પુરંદરૂએ,
બહિનિ બાલા પૂઠિ બઇઠી, લીલા લુંણ ઊતરઇરે,
દૃષ્ટિ દોષ નિવારઇરે, ઉપરિ ધરિઉં મેઘાડંબરૂએ. ૧૫

ફાગ.

સિરિ છત્ર મેઘાડંબર અંબરવ્યાપક કંતિ,
બિહુ પખિ સીકિરિ ઝામર ધવલ હલંતિ. ૧૬
ચઉ લગાઇ ધુરિ ધુલહી ધઉલહી રાઉલી દંતિ;
આંગલિ અવસર સોલહી સોલહી નાચ કરંતિ. ૧૭

કાવ્યદ્વયં.

જે ગંગાનીલ કાલા કિ કાદા ખુરાસાણી (આ)
રીખલ સીંધુંઆ કલહથા કારમીરિયા કુંકણા,
ટંકા કાનિઆ નઇયા નિ પિડુવા પૂવે પાગ નીસલા.
તે દેવાક કુઅરા તરવર્યા તેજી તુખારે ચડ્યા. ૧૮

માતી મંડિત મુંડિ દંડ સરલા દીસંતિ દંતૂસલા.
હીરાલાં ઝલકંત સોવન કડી, સિંદૂર ભાલે ભલા,
થાલી સુ ધરીઆલ પાખર ખરે હીરે જડી જેહની,
અંગે નેહ ગજેંદ્ર ઊપરિ ચડયા ચાલંતિ રાણા સવે. ૧૯

રાસક.

મૃદંગ ભુંગલ ભેરિ સુરંગ ગભીર સર, સરણાઇ-નીસાણ વાજતિરે,
દડદડી દસામાં દેવ દુંદુભિ મહારવિ રવિરથ તુરીય ત્રાસતિરે. ૨૦
પાલખી તુરીમરથ ગયદ આડંબરિ, અંબરિ અમર નિહાલીરે,
છત્ર ધજા અલંબસી કિરિના મરધર સધર જાન હિવ ચાલીરે. ૨૧

આંદાલા.

તોરણ પહુતી જાન, માગત દીજઇ દાન;
વાજિત્ર વાજઇ એ, અબરિ ગાજઇએ,
બઇઠી રયણ ગવાક્ષિ, ચતુર ચકિત હરિણાક્ષિ,
રસિ રાજીમતીએ, નેમિ નેમિ નિહાલતીએ. ૨૨
રહિઉ તોરણ બારિ, સુણીય પસુય પોકારિ
પશુઅ મેલ્હાવિઆએ, ભય ભરતાવિઆએ,
મયગલ વાલી નેમિ, પહુત ઉ નિજ ધરી ખેમિ,
રાજલિ હલવલીએ, તવ મહીયલિ ઢલીએ. ૨૩

ફાગ.

વીજણે કરઇ સખી જન વીજનરાલ જયતિ;
ઉપરિ તાપ નિકંદન ચંદન રસિં વિરસતિ. ૨૪
ચેતન આમીય રાજલિ કાજલિ કલુષિત દષ્ટિ
વિલપતિ વિરહ દેખાડતી, પાડતી (પાડતી) આંસુઅ વૃષ્ટિ ૨૫
પીડઇ કાઇ બાપીયડા, પ્રીયડા વિરહ વિષાદિ;
પ્રાણ હરે મોરડા મધુર નિનાદિ. ૨૭
રડઇ ય પડઇ લોટઇ એ મોટઇ એ કંકણ ફાર;
ગમઇ ય નહીં અંગિને ઉર કે ઉરકરિ ઉરિહાર. ૨૮
રાજલિ વિરહઇ પૂરિઅ અવર કુમાર;
નેમિ નિરંતર સમરતિ સમગતિ પતિ ગુણ સાર. ૨૯
દાન સંવત્સર દેઇય લેઇ સંયમ ભાર;
નેમિ કરઇ પણિ તે સવિ દેસ વિદેસ વિહાર. ૩૦

एपा गाथा.

आसो अमावसीए दिणंमि सिरि नेमि जिणवरिंदेणं ।
पत्ते केवल नाणे कुणंति देवा समोसरणं ॥ ३१ ॥

संस्कृत रासकः

सुरपतयो विदधति सम वसरणम शरण शरण मुदारं रे
- रजत कनक मणि सालसडंबर मंच्वरगतरु विभारं रे ॥ ३२ ॥

सकल मिलित वृंदारक दानव मानव नायक लोका रे
मधुकर निकुरंब मकरंद पारण कारण विलसदशोकं रे ॥३३॥

આંદોલા.

પ્રથમ અશોક વિશાલ, પુલ્ પગર કુમાલ;
નાદ મનોહરએ; ચંચલ ચામરએ.
હેમ સિંહાસણુ કંત, ભામંડલ ઝલકંત,
દુંદુભિ અંબરીએ, ત્રિણિ છત્ર ઊપરીએ. ૩૪
ઇમ પ્રાતિહારિજ આઠ, કસર જિતો ન ગુપાઠ;
રચઈં પુરંદરએ, ભૂરિ ભગતિધરએ,
પાલીપ જિનવર પાસિ, સંયમ મન ઉલ્લાસિં;
સિવ પુરિ પુહુતીએ, રાજમતી એ સતીએ. ૩૫

ફાગ.

ધવલ આસાઢની આઠમિ ના ઠમહા મેવ નારી;
નેમિ જિણેસર સિવપુર બપુરિ ગયુ ગિરિનારિ. ૩૬

શ્લોકः

श्रीमान्नेमिजिनौ दीक्षा ज्ञान निर्वाण लक्षणं ।
फल्याणकत्रयं लेमे गिरिनार गिरीश्वरे. ॥ ३७ ॥

काव्यं.

देवे रैवतमौलि मंडनमणि र्देवी शिवानंदनः
स्वामी यादववंश वारिधि हरिः शंखां कितःश्यामलः
श्री नेमि जगदेकमंगलकरः कंदर्पदर्पापहो ।
भूयादुज्जलसोम सुंदरयशां श्री संघभद्रंकरः ॥ ३८ ॥

—इति श्री नेमिनाथस्य नवरसा विधनं भविकजनं रंजनं फागं समाप्तमिति.

પત્ર ૪ મોરબી ભંડાર.

હસ્તલેખનો કાળ. વિ. સં. ૧૬ મુ શતક આસપાસ. આ પ્રત ૧૪-૧૦-૦૯ માં રાજકોટ સાહિત્ય પરિષદમાં મોકલાવેલી મૂકાયેલી હતી.

# અનાથ આશ્રમ વિષે બે બોલ.

( લેખક.—મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. )

હિંદુસ્થાનની મુસાફરીમાં મેં ઘણા અનાથ આશ્રમ જોયા છે, કેટલાકને ખુબ તપાસીને અને કેટલાક સાધારણ રીતે. તે ઉપર મેં કેટલીક જગ્યાએ મારા વિચાર વ્યવસ્થાપકોને દર્શાવ્યા છે. સહુને પોતાના વિચાર ઉપર મોહ હોય છે. તેવી દશા મારી પણ છે ને. મને લાગે છે કે એ વિચારો પ્રજાની સમક્ષ મુકાય તો ખોટું નથી.

અનાથ આશ્રમની વ્યાખ્યા તો એજ થઇ શકે તે અનાથને આશ્રય આપી સનાથ કરવાનું સ્થાન છે. આવા આશ્રમોપરત્વે અનાથનો વિશેષ અર્થ મા બાપ કે વાલી વિનાના બાળકો એમ કરવામાં આવ્યો છે. વાલીની ખોટ પૂરી પાડવાનો તેઓ દાવો કરે છે અથવા તેઓએ કરવો જોઇએ અનાથ આશ્રમ એ અંગ્રેજી શબ્દ 'ઓર્ફનેજ' નો અર્થ છે. અનાથ શબ્દનો આવો અર્થ છે છતાં અનાથ આશ્રમોમાં બાળકો ઉપરાત કમાણી કરી શકે એવા જુવાનોને લેવામાં આવે છે. વળી અપંગ, લુલા પાંગળા, આંધળાઓને પણ દાખલ કરવામાં આવે છે, ને હવે ગુપ્ત પેટીઓ આશ્રમમા દાખલ કરવામાં આવી છે.

મને લાગે છે કે આમ કરવાથી એકે અર્થ પૂરો સરતો નથી આમાં જોકે ઉપરટપકે જોતાં વિશેષ પરોપકાર વૃત્તિનો આભાસ આવે છે પણ ઉંડા ઉતરતાં માલમ પડશે કે આ સ્થિતિ કેવળ વ્યાપાર વૃત્તિને આભારી છે. કૃપણ જેમ પોતાના પસામાંથી વધારેમા વધારે વ્યાજ ઉપજાવવા ઇચ્છે છે ને છેવટે પતિત થાય છે તેમ અનાથ આશ્રમોનું ભવિષ્ય છે એમાં મને શંકા નથી સાવચેતીને ખાતર 'ભવિષ્ય' શબ્દનો પ્રયોગ કર્યો છે. હું તો પતિત દશા વર્તમાનમાં જોયા કરૂં છુ.

આ વ્યવસ્થા આપણી ભયભીત સ્થિતિની નિશાની છે. આપણી અશ્રદ્ધાની સૂચક છે. આપણે માની લઇએ છીયે કે હરેક સંસ્થાને સારૂ ઘણી મહેનતેજ આપણને ધનાઢયોની મદદ મળે છે. "આપણે અપંગોનુ રક્ષણ કર્યે છુટકો છે, આપણે ગુપ્ત પ્રસવોનું રક્ષણ કરવું પડશે એટલે જે મળ્યુ છે તેમાંથી આ કાર્યને પણ સંકેલીયે" આ કંગાળ વૃત્તિ છે. મારી તો ખાત્રી છે કે સારાં કાર્યોને સારૂ આ ગરીબ હિંદમાં પણ પૈસો મળી રહે છે; કાર્ય સારૂ છે એમ સાબિત કરવુ એ કારભારીનું કામ છે. જે સંસ્થાઓ ક્ષીણ થઇ છે તેનું કારણ ધનની ખામી નથી પણ દઢ, શ્રદ્ધાળુ ને ચારિત્ર્યવાન કારભારીની ખામી છે. આ માન્યતા ખરી હોય અથવા ખોટી ગમે તેમ હો છતાં આટલુ તો ચોક્કસ છે કે અનાથ આશ્રમો બન્ને ઘોડે ચડતાં એકેનીપર પૂરો કાબુ મેળવી શકતા નથી.

ઉપરની સ્થિતિમાં અનાથ બાળકો સનાથ ક્યાંથીજ થાય ! તેઓને નિરંતર પોતાની નધણીયાતી સ્થિતિની યાદી મળી રહે છે આપણે આપણાં બાળકોને આ આશ્રમોમાં મૂકવા નહીં ઇચ્છીયે. આ અનાથ આશ્રમોની કસોટી છે. આપણા બાળકોને સારૂ અપંગ, આંધળાં પાંગળાનો સહવાસ આપણે નથી ઇચ્છતા. જો આ આશ્રમો અનાથના નાથ હોય તો વ્યવસ્થાપકોનાં બાળકો આ આશ્રમોમાં જોવામાં આવે. તેઓ બેધડક થઇને બીજા

કંઇ કારણસર નહીં તો પોતાની કસોટી કરવા ખાતર પોતાના બાળકોને અનાથ બાળકો સાથે મૂકશે. આ માગણી વધુ પડતી નથી એમ બોહોળા અનુભવે હું કહેતા ધરું છું. અનાથ બાળકોને માત્ર અપંગની સાથે મૂકવામાં આવે છે એટલુજ બસ નથી પણ એક -વ્યવસ્થા પણ ઘણે ભાગે એવીજ હોય છે કે જેથી બાળકોને પોતાની દયામણી સ્થિતિ યાદી મળ્યા કરે. જો અનાથ આશ્રમો માત્ર નધણીયાતા બાળકોનેજ સારુ વાપરવામાં આવે તો તે આશ્રમો થોડા વખતમાં સ્વાશ્રયી બની શકે. આ બાબતમાં આપણને મુક્તિફોજ પાસેથી બહુ શિખવાનું મળી આવે છે. તેઓ જે અનાથ આશ્રમો ચલાવી રહ્યા છે જીવ છે. આપણાં પ્રમાણમાં નિર્જીવ છે. તેઓએ હજારો બાળકોને આશ્રય આપ્યો છે તેઓને મદદ બનાવ્યા છે.-તેઓને ધંધે ચઢાવ્યા છે. આપણાં આશ્રમના બાળકો નિર્વાય પદ નથી મળ્યું. કેટલાકને નજીવી નોકરીઓ મળી છે. એનો હિસાબ કરવાની જરૂર નથી. આપણાં આશ્રમોમાં બાળકો મોટાં થાય એટલે ઘણે ભાગે તેઓને રજા આપવાનો રિવાજ હોય છે. મુક્તિફોજમાં તેવું કાંઇ નથી. જેમ કુટુંબમાં છોકરો મોટો થાય ત્યારે કુટુંબને સારુ એક રક્ષક ને પોષક વધ્યો એમ મનાય છે તે પ્રમાણે મુક્તિફોજના તેવા બાળકો ઉમ્મરે પહોંચે એટલે તેના કારખાનામાં કામ કરવા લાગી જાય છે.

આપણાં આશ્રમમાં પણ તે કૌટુંબિક ન્યાય દાખલ થવાની જરૂર છે

અનાથ બાળકોને માત્ર રહેવાનું ખાવાનું ને પહેરવાનું આપીયે છીયે તેમ છતાં આશ્રમમાંજ શિક્ષા આપી શકીયે ને તેઓને આશ્રમના કારખાનામાં રોકી શકીયે આશ્રમમાં આપણે મહાન રાષ્ટ્રીય પ્રયોગો કરી શકીએ છીએ રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે કેળવણી આપી શકીયે, ઉદ્યોગો શિખવીયે, ખેતી શિખવીયે, જે ધંધા નષ્ટ થતા જાય છે તેને ચાલી લઇએ, આવી વ્યવસ્થાને પરિણામે આજના અનાથ બાળકો તે હાલના કેટલાં આશ્રમના શિક્ષકો, કારિગરો, નેતા બની શકે છે. આવાં અનાથાશ્રમમાંથી આપણે આપણાં વાતાવરણને યોગ્ય એવું હિંદરક્ષક લશ્કર ઉત્પન્ન કરી શકીયે છીયે.

એમ મને નિશ્ચય પૂર્વક નથી જણાયું. એવી સગવડો કરવાથી વિષયી પ્રવૃત્તિ વધે છે એમ કંઇક આભાસ આવ્યા કરે છે. દરેક પ્રકારે પેદા થયેલા જીવોને આપણે અસંખ્ય ઉપાયો કરીને જીવતાજ રાખવા એ જીવદયાનો વિષય છે એવું કોઇ પણ રીતે સિદ્ધ નથી થઇ શકતું. એવો પ્રયાસ કરવો એ પણ વ્યર્થ છે. એમાં ગુઢ અહંતા રહેલી જોવામાં આવે છે. જીવદયાનો અર્થ સહેલાઇથી થઇ શકતો નથી એમ ક્ષણે ક્ષણે હું તો અનુભવી રહ્યો છું. એ વિષયને કંઇક મેં મારો પોતાનો કર્યો છે એટલે ભાર દઇને લખવાની હિંમત કરી છે. જીવદયાનો આધાર અમુક સંખ્યામાં જીવોને બચાવવા ઉપર મુદ્દલ નથી. એ આત્માનો ખાસ ગુણ છે. તેને લઇને દયામય આત્માના પ્રસંગમાં આવેલો જીવ તેની દયાનો પ્રત્યક્ષ અનુભવ તુરત કરી લે છે. જીવદયામા અંકગણીતને ક્યાયે સ્થાન મળી શકતું નથી. સડેલાં આટામાં અસખ્ય જીવોનો ઉપદ્રવ થયો હોય છે તેને સઘરવો એ જીવદયા નથી. તેને દાટવો અથવા બાળવો એમાં જીવદયા રહેલી છે. જો કે બન્ને પ્રયોગોમાં આટા માંહેલા જંતુનો એક પ્રકારે નાશ થાય છે. શરીરને સ્વચ્છ રાખવા જતાં પણ અસંખ્ય જંતુઓનો નાશ થાય છે. વિશુદ્ધ દયા આટો ન સડે, શરીર અસ્વચ્છ ન થાય એવા ઉપાયો શોધશે. તેમજ તેવી દયા ગુપ્ત પ્રવેશનાં કારણો શોધી પવિત્રતા વધારવાના ઉપાયો લેશે, ગુપ્ત પ્રવેશોનો બોજો ઉઠાવી અપવિત્રતાને ઢાંકી નિર્ભય બનાવી તેને ઉત્તેજન નહીં આપે.

મારે ભાગ્યેજ કહેવાની જરૂર હોય કે મારી ટીકા કેવળ મદદ કરવા અર્થે છે. આક્ષેપ મૂકવાના ઇરાદાથી નથી થયેલી. બધા આશ્રમોને બધી ટીકા લાગુ પડે છે એવું પણ નથી. બધા આશ્રમો ઉંચામાં ઉંચી સ્થિતિ ભોગવતા થાય એજ આ લેખનો હેતુ છે.

આપણી ઘણી ખરી બધી સંસ્થાઓને વિષે આપણે વણિક વૃત્તિ વિશેષે જોઇએ છીયે. આ વૃત્તિને ગૌણ રાખી ક્ષત્રિય (સાહસિક) વૃત્તિને બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટીની) વૃત્તિને અને મુખ્યત્વે કરીને શુદ્ર (સેવા) વૃત્તિને પ્રધાન પદ આપવાની આવશ્યકતા છે.

---

# શ્રી મુંબઈ માંગરોળ જૈન સભાના રજત મહોત્સવ પ્રસંગે ૨૫ વર્ષના કાર્ય-વૃત્તાંત વાચવાથી ઉપજેલા વિચાર.

લેખકઃ—રા. રા. રણુજીભાઇ વાલાભાઇ મહેતા. બી. એ.

આ વૃત્તાંત વાંચતાં જેવો આનંદ થયો છે તેવો આનંદ જવલ્લેજ થયો હશે. સેવાનું લક્ષ્ય ખરેખર આ સભાએ સાચવ્યું છે. મમત્વ, ખોટી કીર્તિ, હોંસા તોંસી, સ્વાર્થ વગેરેથી દૂર રહી વ્યવહાર જ્ઞાતિ સેવા કીધા કરી છે. પોતે શરૂ કરેલાં કાર્યો વધારે સમર્થ રીતે કરનાર સંસ્થા જણાવતાંજ તેને તે કાર્યો વગર સંકોચે સોંપી નવાં કાર્યો શરૂ

કરવાનો અપૂર્વ સેવાભાવ આ સભાએ બતાવ્યો છે. જ્ઞાતિસેવા અને તે બને તેટલા સહકારથી કરવી એજ ઉદ્દેશ પચીસ વર્ષ લગી સતત પાળવો એ નાની સૂની સિદ્ધિ નથી—નાનો સૂનો ચારિત્ર્યનો પ્રભાવ નથી. વળી જમાનાની જરૂરિયાતો પ્રમાણે સેવાના નવા નવા પ્રદેશોનો સ્વીકાર કરતાં પણ સભા અટકી નથી પોતાનાં સાધનો અને સંજોગોના પ્રમાણમાં જે જે કાંઇ થઇ શકે તે કરવાથી તે ડગી નથી: કોઇ પણ પ્રકારની મંદતા, સ્તબ્ધતા કે રૂઢિચુસ્તતાથી તેનો કાર્યપ્રવાહ બંધાઇ ગયો નથી. આટલું છતાં—આવું કાર્યસાતત્ય છતાં, આવી પ્રગતિશાલિતા છતાં, આવી સેવાનિષ્ઠા છતાં, આવા નીતિબળ છતાં, આવી વ્યાવહારિકતા છતા આ સભાને જૈન જેવી ધનાઢ્ય જ્ઞાતિ તરફથી ધનનો જે વિપુલ આશ્રય મળવો જોઇએ તે નથી મળ્યો એ અત્યંત નિરાશાજનક છે. નિરાશાનું કારણ જૈનોની સામાજીક સ્થિતિ છે. વેપાર ઉદ્યોગથી એમનો નિર્વાહ હતો. મુસલમાનો કે મરાઠાની માફક રાજસત્તાથી નહીં. અંગ્રેજ રાજ્ય જામતાં અને અંગ્રેજી કેળવણી પ્રસરતાં મુસલમાનો કે મરાઠા કે બ્રાહ્મણોની સૈકાઓથી સ્થિર રહેલી સ્થિતિને જેવો આઘાત લાગ્યો તેવો જૈનોને લાગ્યો નથી. ઉલટું એમને માટે વેપાર ઉદ્યોગના અનેક નવા પ્રદેશ ઉઘડયા અને એ દિશામાંથી આવતો ધનનો પ્રવાહ સૂકાવાને બદલે રેલાતો ચાલ્યો છે. આવકને અથવા સામાજિક પ્રતિષ્ઠાને જ્યાં ધક્કો લાગ્યો નથી ત્યાં નવા જમાનાની સામગ્રીઓથી સંપન્ન થવાની જરૂર નથી. આમ હોવાથી જૈનોમાં કેળવણીનો ફેલાવો થયો નહીં—ભણતર વગર લાખો રૂપીઆ કમાઇ શકાતા હોય તો પછી ભણતરની દરકાર કરવામાં આવતી નથી. કેળવણી વિના નવી અભિલાષા, નવી વાંછના, નવા આદર્શ, સાર્વજનિક સેવાની આવશ્યકતા જન્મ્યાં નહીં. જૂનું સાર્વજનિક જીવન રહ્યું પણ તેનું પુનર્જીવન કે રૂપાંતર થયું નહી અને આમ થતાં હજુ બહુ વાર લાગશે. પરિસ્થિતિને લીધે જૈનોમાં જે નવું ચેતન આવવું જોઇએ તે ન આવવાથી એ નવું ચેતન રેડનારી સંસ્થાને ઉદાર મદદ મળી ન શકી.

ધનાઢ્યો તરફથી મદદ નથી મળી શકતી તે સંબંધમાં એક બીજી વાત પ્રત્યે નજર નાંખવા જેવું છે. જૈનો ધનપ્રાપ્તિમાં રચ્યા પચ્યા રહે છે છતાં વૈરાગ્ય અને દાનની ભાવનાને અતિશય પોષણ આપે છે. સાધુઓ પ્રત્યે એમનો પૂજ્યભાવ ગાઢ હોય છે, આવી વિરૂદ્ધસ્થિતિ છતાં વૈરાગ્યથી, સુશિક્ષિત જૈનોમાંથી કોઈ વિરક્ત થઇ સાધુ ન થયો અને પોતાનાં વૈરાગ્યથી, તપથી, ચારિત્ર્યથી, જ્ઞાનથી સાધુઓમાં અને શ્રાવકોમાં પૂજ્ય લેખાઇ પોતાનો પ્રભાવ તેણે જૈનોપર પાડયો નહીં. જૈનોમાં કોઇ વિવેકાનંદ કે રામકૃષ્ણ થયો હોત તો દાનનો માર્ગ ફેરવ્યો હોત. જેમને નવા યુગનો પ્રકાશ પ્રાપ્ત થયો હતો તેમાંથી કોઇએ ઐહિક સુખનો ભોગ આપ્યો હોત તો જૈનોનું ભાગ્ય વહેલું ફર્યું હોત. હજુ પણ આવો પ્રસંગ ગયો નથી, વેળા વીતી નથી ગઇ.

સંક્ષેપમાં એક વિલમતાનું પૃથક્કરણ કર્યું ભૂતકાળમાં આ સભાએ ઉજ્વળ કાર્ય કર્યું છે અને ભવિષ્યમાં એટલુંજ અથવા એથી અધિક ઉજ્વળ કાર્ય કરવા ઉત્સુક છે એથી સભા સમક્ષ નમ્રભાવે કેટલાંક દષ્ટિબિંદુ રજૂ કરૂં છું.

૧. જૈનો કોઇ દ્વિપમાં વસતા નથી. વસવાટના પ્રદેશમાં અથવા તેની બહાર જૈનેતર લોકો સાથે તદ્દન સંબંધજ ન હોય એવું નથી. વર્તમાન અલગપણાવાળો નથી તેમ ભૂત-

કાળે પણ નહોતો અને ભવિષ્ય પણ નહીં રહે. હિન્દુ, મુસલમાન, પારસીની માફક જૈનો પણ હિન્દુસ્તાનમાં વસે છે. તેઓ જૈનો છે તે ઉપરાંત હિંદીઓ છે. જૈન તરીકેના ધર્મો છે તો હિંદી તરિકેના ધર્મો પણ તેમણે પાળવાના છે. જૈનોના ઉત્કર્ષ માટે જે જે પ્રયાસો હિલચાલ થાય તે તે સર્વે એવી પણ સાથે સાથે હોવી જોઇએ, જેથી તેમનું હિંદીપણું પણ વિકાસ પામે. તેમના હિંદીપણાને અણઉધડયું રાખે અથવા નાશ કરે એવી હિલચાલને કોઇ પણ રીતે ઉત્તેજન ન મળવું જોઇએ. આ દ્દષ્ટિબિન્દુથી બે બાબતોનો વિચાર કરીશું. જૈનો વેપારી છે. વેપાર પ્રત્યેક રાજ્યના જીવનનો, પતિહાસનો અને સંસ્કૃતિનો જેવો તેવો અંશ નથી. આ જમાનામાં સ્થલસ્થલના અંતર કમી થયાં છે, તેમજ વેપારની વસ્તુઓ ઉદ્યોગોને લીધે વિવિધ અને વિપુલ થઇ છે, વિજ્ઞાનની સગવડોને લીધે એ વસ્તુઓની ખપત પણ પૃથ્વીના ખુણેખુણામાં જાગી છે એટલે વેપારનું મહત્ત્વ ઘણુંજ વધી ગયું છે. દેશના હિતની દૃષ્ટિથી જોવાનું કે વેપારથી દેશની લક્ષ્મી દેશમાંજ રહે છે કે પરદેશ ચાલી જાય છે, પરદેશમાં ચાલતા ઉદ્યોગોથી ઉત્પન્ન થતી વસ્તુઓ આપણા દેશમાં ખપાવવાથી આપણને પુષ્કળ દલાલી મળતી હોય પણ એ વેચાણથી આપણા સ્વદેશી ઉદ્યોગો નાશ પામતા હોય, એ ઉદ્યોગોમાંથી નિર્વાહ કરનાર કારીગર વર્ગ નિરાધાર ધંધારોજગાર વગરનો બનતો હોય. એથી દેશમાંનો કસબ નાશ પામતો હોય અને સામાન્ય જનસમૂહની રસગ્રતા ઉતરી જતી હોય, તો શું કરવું ? દલાલીનો ત્યાગ કરવો ? આનો ત્યાગ અતિશય વિરલ છે. માત્ર ઊંચામાં ઊંચી દેશભક્તિનેજ શક્ય છે. પણ વસ્તુસ્થિતિ એવી હોય કે એક ત્યાગ કરે છતાં બીજા વેપારીઓ ( મેમણ, ખોજા, હોરા, પારસી, ભાટીઆ; લુહાણા વગેરે ) એવો કાંઇજ લાભ નથી આવે અવસરે ત્યાગ કરવાથી હાથમાં લેવાય, તેટલો લેવો અને તેની આવકમાંથી દેશના ઉદ્યોગોને જમાના મુજબની રીતિમાં આવવા મદદ કરવી અને પરદેશ જઇ ત્યાંના ઉદ્યોગોનું જ્ઞાન મેળવી સ્વદેશમાં એવા ઉદ્યોગો જમાવવા એજ ખરી દેશભક્તિ છે. જૈનોને ઉદ્યોગોની ખીલવણી માટે પરદેશ વિદ્યાર્થીઓ મોકલ્યા હોત—હજુ પણ મોકલે તો દેશને કેટલો બધો લાભ થાય ? મહોટા વેપારીઓ પોતાનાજ કુટુમ્બમાંથી ચાલાક અને હુંશીઆર છોકરાને મોકલ્યા જાય તો સારૂં. આમાં પોતાનો સ્વાર્થ સાધવાની સાથે દેશનો પરમાર્થ સધાશે. ઉદ્યોગો શીખવા જેટલા જૈનોને પરદેશ મોકલી શકાય તેટલાને મોકલવા હવે જૈનોમાં લોકમત પ્રબળ થવો જોઇએ.

વેપારમાં અથવા ઉદ્યોગમાં જે દ્રવ્ય પ્રાપ્તિ થાય છે તે ક્યાંથી આવે છે ? વેપારીના મગજમાંથીજ માત્ર આવે છે કે તેના ગ્રાહકોના પરસેવામાંથી પણ ? આ વસ્તુસ્થિતિનો ખ્યાલ કોઇને રહેતો નથી એ ઘણાજ ખેદની વાત છે. જૈન પૈસાનું જૈનો માટે દાન કરે, ભાટીઓ ભાટીઓ માટે, મેમણ મેમણો માટે, ખોજે ખોજા માટે, પારસી પારસીઓ માટે, લુહાણો લુહાણા માટે ત્યારે ગ્રાહકોનુ સ્મરણ રાખી તેમનો શ્રેય અર્થે પણ થોડું ક દાન કરતા હોય તો કેવું સારૂં ! હાલ જેટલી જેટલી કોમી હીલચાલો ચાલે છે તેમાં આ ભાવનાનો અભાવ હોવાથી એવી કોમોની નીતિને નુકસાન થવાનો સંભવ છે. કોમનાં કલ્યાણ માટે થએલા પ્રત્યેક દાનનો અમુક ભાગ સાર્વજનિક કલ્યાણનો રાખવાનો સંપ્રદાય હવે શરૂ થવાની જરૂર છે.

પોતાની કોમની ઉન્નતિ કરવી છે પણ તે દેશમાં રહેતા બીજા લોકોના સ્નેહ, સ્વભાવ, સહકાર્ય, કદર, એખલાસ આદિ વગર કદી ટકશે નહીં એ પણ લક્ષમાં રાખવા

તીર્થંકર દેવ કે તીર્થંકર ભગવાનની પ્રતિમાના શરીર-હાંળના પરિભોગાદિક કારણે પણ પૃથ્વીકાયાદિક પરિણામપણે પણ અભવ્ય જીવો આવે નહિ ૫

ચક્રવર્તીને ઉપભોગ્ય એવા ચૌદ રત્નપણાને તેમજ દેવ વિમાનના સ્વામીપણાને તથા સમ્યકત્વ, જ્ઞાન, સયમ અને તપ પ્રમુખ ભાવ પરિણામને બંને રીતે ( દ્રવ્ય ભાવથી ) તે ન પામે. ૬

જિનેશ્વરોની સ્વાનુભાવ ( શુદ્ધ પ્રેમોલ્લાસ ) યુક્ત ભક્તિ, સ્વધર્મી બંધુઓ તથા બ્હેનોનું વાત્સલ્ય-તેમના ઉપર વિશુદ્ધ પ્રેમ લાવી તેમની ઉચિત સેવા-ભક્તિ, શુદ્ધ વૈરાગ્ય અથવા મોક્ષાભિલાષ અને શુદ્ધ ક્રિયા રૂચિપણાને પણ પામે નહિ. ૭

જિનેશ્વર દેવના જનક-પિતા, જનની-માતા અને જાયા-સ્ત્રીપણાને તેમજ જિનશાસનના અધિષ્ઠાયક જક્ષ, જક્ષણીપણાને, યુગપ્રધાનપણા ને આચાર્યાદિક દશ પદ ની સેવા ( વિનય )ભાવને તથા વાસ્તવિક ( ખરા-સાચા )ગુણની અધિકતાને ન પામે- ૮

અનુબંધ, હેતુ અને સ્વરૂપ ભેદે જે ત્રણ પ્રકારની અહિંસા-દયા જિનેશ્વર દેવોએ ઉપદેશી છે તે દ્રવ્યથી અને ભાવથી બંને પ્રકારે અભવ્ય જીવોને પ્રાપ્ત થઇ શકતી નથી. ૯

**વિવેચન**—વિશેષમાં અભવ્ય જીવોને અંગાર મર્દક આચાર્ય, કાલિકસૂરિ કસાઈ, કપિલાદાસી અને ઉદાયી રાજાના ઘાતક કૃત્રિમ વિનયકારી ' વિનય રત્ન ' ની જેમ પરભવનો કે પાપનો ડર અતઃકરણથી હોતો નથી અને તેમને, સર્વજ્ઞ દેવે જેવા મોક્ષ સુખનુ વર્ણન કરેલું છે તેવા મોક્ષ સુખની લગારે ઇચ્છા કે દરકાર હોતી નથી. જો કદાચ તે ચારિત્ર પણ ગ્રહણ કરે તો તે દેવતાદિકની ઋદ્ધિ દેખીને એ ઋદ્ધિ મેળવવાની બુદ્ધિથીજ. મતલબ કે પૌદ્ગલિક સુખની ઇચ્છા-અભિલાષા યા વાસનાથીજ તે ગમે તેટલી કરણી કરણી કરે અને તેના પ્રભાવથી ઉત્કૃષ્ટ નવમા ગ્રૈવેયક સુધી જઇ પણ શકે પરંતુ મંડક ચૂર્ણના ન્યાયે પરિણામે તે સંસારમાં ભમ્યાજ કરે-જન્મ મરણ કર્યાંજ કરે. ફકત જે ભવ્યાત્માઓ-મોક્ષ ગમન યોગ્ય પરિણામવાળા હોય તેમનેજ પાપનો કે પરભવનો ડર હોઇ શકે. તેજ નિખાલસ દીલથી પાપ માર્ગને તજી પુન્યનો માર્ગ અને રાગ દ્વેષાદિક દોષ જાને તજી સમતા ભાવને આદરી શકે. ' હું ભવ્ય હઇશ કે અભવ્ય ' એવી આંતર ચિન્તાપણ એમનેજ થાય. જો કે કેટલાએક પુદ્ગલાનંદી અને ભવાભિનંદી જીવોને તેમની દુર્લભ્યતાને લીધે શુકલપક્ષનો-શુદ્ધક્રિયા રૂચિ માર્ગાનુસારીપણાનો ઉદય સુલભ્ય હોતો નથી તોપણ તે તેમને આગળ કોઇ અનકૂળ તકે પ્રાપ્ત થઇ શકે છે. તેથી તેમને અભવ્ય કહી દેવાનું સાહસ કરવું નહિ. ભવ્યજનોને જ્યારે ત્યારે પણ સુંદર પરિણામ થવા પામે છે પરંતુ અભવ્યને તે કદાપિ થવા પામતો નથી તેથી તેનો નિર્ધાર તો અતિશય જ્ઞાની હોય તેજ સંપૂર્ણપણે કરી શકે છે. ઇતિશમ્

---

## ક્ષમા કરજો.

પ્રિય મિત્ર ! અહો ! અંધકાર ગયો ! મન સૂર્ય તણોજ પ્રકાશ થયો !
ભુલથી અથવા નિજ જ્ઞાન થકી, કિધું કાંઇ બુરૂં વિસરો મનથી. ૧
વસમાં વચનો હૃદિએ ઉચર્યાં, અપમાન થકી બુરા ભાવ ધર્યાં,
ગુરૂ ! બંધુ ! પિતા ! જનની ! ભગિની ! સહુ છું હું તેય 'ક્ષમા કરજો.' ૨

# અભેદ માર્ગમાં પ્રયાણુ.

લેખકઃ—ગોકુલદાસ નાનુભાઇ ગાંધી. રાજકોટ.

## પ્રકરણુ બીજું.

### શ્રી મહાવીરને પગલે પગલે.

કલશ પહેલો ગર્વ ત્યાગ.

અહંકાર, ગર્વ, માન, મદ, વગેરે પર્યાય જેવા શબ્દો છે. આ કલશમાં એ સર્વનો સમાવેશ થાય છે. આત્મજ્ઞાનને પામવાની ઇચ્છાવાળા પુરૂષે ગર્વ તો રાખવોજ નહિ. ગર્વ તો આત્મજ્ઞાનને પામવામાં મહાન આવરણુ રૂપ છે. જે સ્થળે ગર્વનો સદ્‌ભાવ છે તે સ્થળે દેહ દ્દષ્ટિનો પણુ સદ્‌ભાવ છે, કારણુ કે દેહદષ્ટિ હોય તોજ અહંકાર ઉદ્‌ભવે છે. કંઇક મનોશાંતિને પામેલો પુરૂષ અહંકારથી હેઠો પડે છે. સરળતા વડે અહંકારને દૂર કરવા સતત પ્રયાસ કરવો જોઇએ. સરળતા વિના સત્‌જ્ઞાનની સંપ્રાપ્તિ થરોજ નહિ. સત્‌જ્ઞાન સરળ છે માટે સરળ સત્ જ્ઞાનને મેળવવા માટે મુમુક્ષુએ સરળ થવુંજ જોઇએ. સરળતા માણુસોમાં એકદમ આવી શકતી નથી કારણુ કે જીવને અનાદિકાળની અહંકારની ટેવ ગ્રંથીના આકારમાં પડી ગઇ છે. એ ટેવ તો જ્યારે કોઇ મહાત્મા પુરૂષનો યોગ મળી જાય અને તેઓ શ્રી તે જીવ ઉપર કૃપા કરીને પ્રભુ ભક્તિનો ઉપદેશ કરે, તે ઉપદેશનું શ્રવણુ કરીને તે જીવ શ્રી પ્રભુ ભક્તિ કરવા મંડી પડે તો તે પ્રભુ ભક્તિદ્વારા પ્રભુ મહિમા તે જીવના જાણુવામાં આવતાં પ્રભુની મહત્તા પાસે પોતે કશા હિસાબમાં નથી એવો તે જીવને અનુભવ થાય છે એવા અનુભવવડે તે જીવના અંતઃકરણુમાં એક જાતની શાંતિનો અનુભવ થાય છે. એ અનુભવ વડે તે જીવમાં સરળતા પ્રકટતી જાય છે. અને અહંકાર વિલય થતો જાય છે. જ્યારે પ્રભુપ્રતિ અપ્રતિમ પ્રેમની જામતી થાય છે ત્યારે તે જીવમાં સરળતાનો પૂર્ણુ આવેશ આવે છે અને અહંકારનો નાશ થાય છે. આ સ્થિતિમાં તે જીવનું હું પણું, દેહ પણુ, મમત્વપણુ, વગેરે મટી જાય છે અને સર્વત્ર આનંદમય પ્રભુ, આત્મારામનો અનુભવ થાય છે. પ્રભુ ભક્તિ કરનારને પણુ થોડો વખત અભિમાન રહે છે પણુ તે અભિમાન, અજ્ઞાનીઓની પેઠે છેવટ સુધી ટકતું નથી. થોડા વખતમાં તે અભિમાન ગળી જાય છે અને તે જીવ મટીને ભક્ત થાય છે. અભિમાન ગાળવા માટે પ્રભુ ભક્તિ એ સૌથી સુંદર ઉપાય છે, જ્ઞાન પણુ એક સાધન છે. શુષ્ક જ્ઞાનથી વખતે અભિમાની થઇ જવાય છે પણુ જો પ્રભુભક્તિની સાથેજ જ્ઞાન હોય તો તેનુ જ્ઞાન પણુ જીવને નિરભિમાની બનાવે છે અને તે જ્ઞાન તે સત્‌જ્ઞાન એટલે કેવલજ્ઞાન કે પ્રભુ પ્રકાશરૂપે પરિણુમે છે માટે પ્રભુભક્તિ સાથે જ્ઞાનની ઉપાસના કરવાથી પણુ અહંકારનો વિલય થાય છે. અહંકાર, એ બહિર્દષ્ટિનો અનુભવ છે, જ્યાં મિથ્યાભિમાન છે, ત્યાં જરૂર આત્માનો અનુભવ હોય નહિ. હું ચૈતન્ય છું, હું

આત્મા છું, હું શુદ્ધ છું, હું અનંતજ્ઞાની છું, હું અનંત દર્શની છું. હું દેહથી ભિન્ન છું, હું વીતરાગ છું, હું સિદ્ધ છું, હું અનંત આનંદમય છું, એ ભાવનાઓ વડે દેહ અને દેહને લગતા પદાર્થો ઉપરનું અભિમાન મટાડી શકાય છે માટે એ ભાવનાઓ ભાવ્યાજ કરવી. એ ભાવનાઓ પણ પૂર્ણ અનુભવ થયા પછી મટી જાય છે અને પોતે જેવો છે તેવા સ્વરૂપમાં, તે મૂળ સ્વરૂપમય બની રહે છે, એ ઉત્કૃષ્ટ અનુભવમાં તો તેને કોઈ તરફ કાંઈ કહેવાનું કે ભાવના ભાવવાનું હોતુંજ નથી. જ્યાં કહેવા પણું છે ત્યાંજ બધી ભાંજગડ છે. પણ પૂર્ણ અનુભવમાં તો કશી ભાંજગડ નહિ હોવાથી તે સંયોગોમાં તો કાંઈ પણ કોઈને કહેવાનું હોતુજ નથી. આવા અનુભવમાં સર્વ અહંકાર ગળી જાય છે. અહંકારને નિર્મૂળ કરવા માટે અને અનુભવમાં રળવા માટે ભક્તિ, ભક્તિ સહ જ્ઞાન, હું ચૈતન્ય છું એવી ભાવનાઓ એ સર્વ ઉપાયો છે. માટે એ ઉપાયોનું અવશ્ય સેવન કરવું. જે જીવ એ ઉપાયોનું સેવન નથી કરતો તે જીવ અહંકારને વશ થઈને આ વિભાવ ઔપચારિક એટલે કલ્પિત જગતમાં પોતાના અહંકાર રૂપ કલ્પનાવડે બહુ દુઃખ ભોગવે છે. દુઃખની નિવૃત્તિ માટે પ્રભુભક્તિ વગેરે ઉપાયોનું અવશ્ય સેવન કરવું. શ્રી મહાવીર પ્રભુએ જ્યારથી આત્મજ્ઞાનની આરાધના શરૂ કીધી ત્યારથી તેમણે અહંકારને ટાળવામાં ખુબ ઉપયોગ રાખ્યો હતો. શ્રી મહાવીરે દિક્ષા લીધા પછી અહંકાર કર્યોજ નથી. જેમ શ્રી મહાવીર સરળપણે વર્તતા હતા તેમ દરેક જીવે સરળપણે વર્તવું જોઈએ. સરળપણે વર્ત્યા વગર વિનય ગુણ આવી શકતો નથી અને વિનય ગુણ આવ્યા વગર ધર્મ પમાતો નથી. શ્રી ભગવાન સૂત્રકારે અહંકારને નિષેધીને વિનયને ખાસ વખાણતાં ફરમાવ્યું છે કે 'विणओ सासणे मूलं विणओ निवाण साहगो' વિનય એ શાસનનું એટલે શ્રી જિનઆજ્ઞાનું મૂળ છે અને મોક્ષ પણ વિનયથીજ મળે છે. જેમ ક્ષારવાળી જમીનમાં અનાજ ઉગી શકતું નથી તેમ ગર્વ રૂપ ક્ષાર જે જીવમાં હોય તેમાં ધર્મનો ખરો ઉદય થતો નથી. જ્યારે અહંકારનો નાશ થાય છે અને વિનય ગુણ પ્રકટે છે ત્યારેજ તે જીવમાં સત્ ધર્મનો ઉદય થાય છે. સત્ ધર્મનો ઉદય થયા પછી વિનય ગુણ અતિવૃદ્ધિ પામે છે અને મોક્ષ કાળ સુધી સાથેજ રહે છે. માટે વિનયથી જેમ મોક્ષ મળે છે તેમ ગર્વથી સંસારના જન્મ-મૃત્યુનાં કલ્પિત સુખ દુઃખો મળે છે નિર્મમત્વી અને નિરહંકારી થવાની ખાસ જરૂર છે, એ ગુણો આમ થયા પછીજ સંયમમાં પ્રવૃત્તિ થઈ શકે છે. ભગવાન સૂત્રકાર પણ ફરમાવે છે કે 'निम्ममो निरहंकारो चरे भिखु जिणाहियं' નિર્મમત્વી અને નિરહંકારી એવો ભિક્ષુ, શ્રી વીતરાગ દેવે ઉપદેશેલ સમાધિરૂપ સંયમને આચરે મતલબ કે સંયમની આરાધના કરનારે અવશ્ય મમત્વ અને અહંકારને છોડવા—જોઈએ.

જગતની દૃષ્ટિએ અજ્ઞાનવશાત્ ઉચ્ચનીચ એવી કલ્પનાઓ ચાલે છે અને ઉંચ નીચપણામાં અહંકારની વૃદ્ધિ કરાય છે. ખરૂં જોતાં તો કોઈ ઉંચ પણ નથી તેમ કોઈ નીચ પણ નથી, સર્વ સમાનજ છે માટે ઉંચ અને નીચ પણાનો ગર્વ કદિ પણ કરવોજ નહિ એને માટે ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે 'से असई उच्चागोए, असइणीयागोए । णोहीणेणो अतिरित्ते, णोपीहए इति संखाए के गोयावादी, के माणावादी, कंसि· चापगे गिज्झे ॥ આ જીવ અનંતી વખત ઉચ્ચ ગોત્ર પામ્યો છે અને અનંતી વખત

નીચ ગોત્ર પામ્યો છે એટલે કે આ જીવ અનતી વખત ઉચ્ચપણામાં ખપ્યો છે અને અનંતી વખત નીચપણામાં ખપ્યો છે પરંતુ ખરૂ જોતાં તેમાં કશી અધિકતા કે ન્યુનતા નથીજ. સર્વ સમાન છે. કોઇ ઉચ પણ નથી તેમ કોઇ નીચ પણ નથી. કોઇ ધર્મી નથી તેમ કોઇ પાપી નથી માત્ર કલ્પનાના ભેદ વડે આ સર્વ મનાયું છે. જ્યારે કલ્પના નો ભેદ સમજાય છે, ત્યારે આ સર્વ ઉચ્ચ નીચના સારા નઠારાના ખુલાસા થઇ જાય છે અને શ્રી વીતરાગના અભેદ માર્ગમાં પ્રવેશાય છે માટે કોઇ પણ જીવે કોઇપણ જાતનો કદિ પણ ગર્વ કરવો જ નહિ. આ જગતમા ગર્વ કરવા જેવું કશું પણ છે નહિ. માત્ર સર્વ કલ્પનાઓ અને કલ્પનાઓનો ભેદો છે. કલ્પના જેમ મિથ્યા છે તેમ કલ્પનાજન્ય તરંગોમાં ગર્વ પણ મિથ્યા છે. આવું સમજીને કોણ ઉચ્ચ નીચ્ચનો કે સારા નઠારા ગોત્રાદિનો ગર્વ કરશે અથવા માન ધરશે કે ગૃદ્ધ થશે ? ખરૂં જોતાં આ વિશ્વમાં સર્વ કલ્પનાઓ હોઇ તેમાં ગૃદ્ધ થવા જેવુ કશુએ નથી. મોક્ષ સાધવામાં કટીબદ્ધ થએલા મુમુક્ષુએ માનને ટાળી નાખવા ભૂલવુ નહિ. ભગવાન સૂત્રકાર પણ ફરમાવે છે કે ' कोहाइमाणं हणियाय वीरे ' મોક્ષસાધકે તો ક્રોધના મૂળરૂપ માનને હણીનાંખવો જોઇએ. જ્યાં સુધી અંદર માન છે ત્યાં સુધીજ ક્રોધ હોય છે માનને તજવાથી ક્રોધનો સ્વયં તજાઇ જાય છે. કારણકે જ્યાં માન નથી ત્યાં ક્રોધ કોણ અને કોના ઉપર કરે ! ! ! માટે ક્રોધને ટાળવાનો ઉપાય પણ માનનો ત્યાગ કરવારૂપજ છે. જેનામાં ક્રોધ ન હોય તેનામાં માન પણ ન હોય અને જેનામાં માન ન હોય તેનામાં માયા પણ ન હોય. આને માટે ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે ' जे क्रोधदंसी से माणदंसी, जे माणदंसी से मायदंसी ' જે ક્રોધને તજે છે તે માનને તજે છે, જે માનને તજે છે તે માયાને તજે છે વળી ભગવાન સૂત્રકારનું ફરમાન છે કે ' णो माणि माहणे ' સાધુ પુરૂષ કદિ માન કરેજ નહિ. જે આત્મજ્ઞાનની સાધના કરે તે સાધુ. આ ઉપરથી સમજાયું હશે કે શ્રી મહાવીર પ્રભુના વર્તન અને ફરમાન મુજબ વર્તવું હોય તો ગર્વનો ત્યાગ કરવો જોઇએ. શ્રી મહાવીર પ્રભુમાં ગર્વ નહતો, શ્રી મહાવીર પ્રભુને પગલે ચાલવું હોય તો ગર્વ કરવો નહિ. ગર્વ નહિ કરવાથી શ્રી મહાવીર પ્રભુને જે દિવ્ય લાભો થયા હતા તે સર્વ દિવ્ય લાભો ગર્વ નહિ કરનારને થાય છે.

इति.

---

કલશ બીજો પ્રમાદ ત્યાગ.

આત્મધ્યાન ધરાવવામાં પ્રમાદજ અંતરાય રૂપ છે. પાપાદિ કર્મનું કારણ પ્રમાદજ છે. નિજ સ્વરૂપમાં રમણતા રાખવી એનું નામ પ્રમાદ છે પ્રમાદવડે આત્માભિમુખ વૃત્તિથી ચલિત થઇને જગદભિમુખ વૃત્તિવાળા થાય છે. પ્રમાદ છે એજ જગદભિમુખ વૃત્તિ છે. જેટલી આત્મસ્વરૂપથી વિમુખતા છે તેટલોજ પ્રમાદ છે. જેટલી આત્મસ્થિરતા છે તેટલોજ અપ્રમાદ છે. જે મહાભાગો પૂર્ણ સ્વરૂપ સ્થિત છે તેઓ પૂર્ણપણે અપ્રમાદી છે જ્યાં પ્રમાદ છે ત્યાંજ સ્વરૂપ રમણતા છે. પ્રમાદ છે ત્યાંજ જગત છે, કર્મ પણ ત્યાંજ છે અને પ્રમાદ છે તેજ કર્મ છે અને અપ્રમાદ છે તેજ ચૈતન્ય છે. ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે ' पमायं कम्ममाहंसु अप्पमायं तहावरं ' પ્રમાદ છે તેજ કર્મ છે, અને

અપ્રમાદ છે તેજ અકર્મ એટલે આત્મસ્વરૂપ છે પ્રમાદ એટલે અયત્ના અને અપ્રમાદ એટલે યત્ના. યત્ના એટલે ઉપયોગ. આત્મસ્વરૂપમાં રમણતા એજ ખરો ઉપયોગ અથવા ખરી યત્ના છે. અયત્નાએ ક્રિયા કરનારને જન્મ મૃત્યુ સંસ્રુતિરૂપ પાપ લાગે છે અને યત્ના પૂર્વક ક્રિયા કરનારને સંસ્રુતિરૂપ પાપ નથી લાગતું એમ ઉપદેશવા ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે 'अजयं चरमाणोअ, अजयंचिठमाणोअ, अजयं असमाणोअ, अजयं-सयमाणोअ, अजयं भुंजमाणोअ, अजयं भासमाणोअ, पाण भूयाई हिंसई—तं से होई फडुअं फलम्' અજયણા એટલે આત્માભિમુખવૃત્તિ વગર ચાલનાર, ઉભો રહેનાર, બેસનાર, શયન કરનાર, જમનાર, બોલનાર, વગેરે ક્રિયામાં પાપકર્મને બાંધે છે કે જે પાપકર્મરૂપ સંસારનાં કડવાં ફળ ભોગવવાં પડે છે. બહિર્દષ્ટિથી ક્રિયા કરનાર કેવલ પાપનેજ બાંધે છે. ગમે તેવી ક્રિયા કરે પણ, જો તે વખતે આત્માનુસંધાન ન હોય તો તે કર્મ નક્કી જન્મ મૃત્યુરૂપ પાપનેજ વધારે છે. માટે આત્માનુસંધાન પૂર્વક દરેક ક્રિયા કરવા ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે 'जयं चरे जयं चिठे, जयमासे जयंसए ॥ जयं भुंजंतो भासंतो,पावं कम्मं न बंधई ॥' આત્માભિમુખવૃત્તિ પૂર્વક ચાલનાર, ઉભોરહેનાર, બેસનાર, શયન કરનાર, જમનાર, અને બોલનાર પાપકર્મને બાંધતો નથી એટલે કે જન્મ મૃત્યુરૂપ વિશ્વને વિસ્તારતો નથી ભાવાર્થ એટલોજ છે કે પ્રમાદ છે તેજ પાપ છે અને અપ્રમાદ છે તેજ સ્વરૂપ સ્થિતિરૂપ મોક્ષ છે. જ્યાં જેટલો અપ્રમાદ ત્યાં તેટલો મોક્ષ એટલે નિજાનંદ છે. 'णोपमायए' પ્રમાદ કરવો નહિ. આ પ્રમાણે અપ્રમાદ એજ ચૈતન્ય છે એમ સમજીને પૂર્ણ મગ્ન થવું પણ આળસનું સેવન કરવુંજ નહિ. 'तं आइ-तुण णिहि ण णिक्खिवए जाणितु धम्मं जहातहा' અ પ્રમાદ એજ આત્મા છે એવા પ્રકારના ધર્મને યથાર્થ જાણ્યા પછી કદિ પણ આળસુ થવું નહિ. અને અપ્રમાદરૂપ અંતર્મુખ-ઉપયોગ ધર્મને કદિપણ છોડી આપવો નહિ. કારણકે આવો અપ્રમાદ ધર્મ હેર વખતે પ્રાપ્ત થનો નથી તેને માટે ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે 'संधिं लोगस्स जाणित्ता' આત્મધ્યાન ધરવારૂપ રૂડો અવસર મળેલો જાણીને કદિપણ પ્રમાદ સેવવો નહિ પ્રમાદ નહિ સેવનારજ પ્રશંસાને પાત્ર છે. 'एस वीरे पसंसिए-जेणणिविज्जति आदाणाए' એવા અપ્રમાદી શુરવીરોજ વખણાય છે કે જેઓ કોઇપણ પ્રકારના ખેદવિના સુખેથી નિજાનંદને ભોગવે છે. અપ્રમાદી છે તેજ ખરો શુરવીર છે. અપ્રમાદીજ સંયમને યથાર્થ પાળી શકે છે. જ્યાં યથાર્થ સંયમ હોય ત્યાં યથાર્થ આત્માનુભવ પણ હોયજ. અપ્રમાદવડે મોક્ષ મળે છે અને પ્રમાદવડે સંસાર વૃદ્ધિ થાય છે એમ સમજાવવા ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે 'अलं कुसलस्स पमादेणं, संति-मरणं सपेहाए भिउरधम्मं सपेहाए' આત્મજ્ઞાની પુરૂષે અપ્રમાદથી મોક્ષ અનેપ્રમાદથી જન્મ મરણ જાણીને તથા શરીરને ભંગુર જાણીને પ્રમાદ સેવવો નહિ. પ્રમાદ એ કર્મ છે, કર્મ એ શરીર છે, શરીર ક્ષણભંગુર છે માટે પ્રમાદ તો કેવલ નકામો તથા દુઃખરૂપ છે તેથી પ્રમાદને તજીને અપ્રમાદી એટલે સ્વરૂપસ્થ રહેવું એજ શ્રેયસ્કર છે. સર્વ દુઃખોનું કારણ પ્રમાદ છે. 'अंधत्तं, वहिरत्तं, मूयत्तं, काणत्तं, कुंटत्तं, खूज्जत्तं, वडहत्तं, सामत्तं, सबलत्तं, सहपमाएणं अणेगरुवाओ जोणीओ संधाति, विरूवरूवे फासे पडिसंवेदेइ' આંધળાપણું, બહેરાપણું, મુંગાપણું, ઠુંઠાપણું, કુબડાપણું, વાંકાપણું, કાળા-

પણું, કાવસપણું, અનેક યોનિમાં જન્મ ધરીને ભયંકર દુઃખો ભોગવવાપણું, વગેરે સર્વે દુઃખો જીવ પોતાના પ્રમાદ વડે જ એટલે જગદભિમુખ વૃત્તિ વડે જ પામે છે. જગદભિમુખ વૃત્તિ એટલે પ્રમાદમાં સઘળાં દુઃખો છે અને આત્માભિમુખ વૃત્તિ એટલે અપ્રમાદમાં એકે દુઃખ નથી પણ કેવલ સુખ સુખને સુખ તથા આનંદ, આનંદ અને આનંદ છે. આનંદ એજ અપ્રમાદનું લક્ષણ છે. શ્રી સર્વજ્ઞ મહાવીર પ્રભુ જીવન પર્યંત પ્રમાદનો ત્યાગ કરીને અપ્રમાદનું સેવન કરીને વિચર્યા હતા. એજ પ્રમાણે દરેક સાધકે પ્રમાદને સંસાર અને અપ્રમાદને મોક્ષ જાણીને અહોનીશ અપ્રમાદનું સેવન કરવુ એટલે કે નિજ સ્વરૂપમાં રમ્યા કરવું. જેટલે દરજ્જે નિજાનંદમાં રહેવાય તેટલે દરજ્જે અપ્રમાદ ગણાય, જેટલે દરજ્જે અપ્રમાદ ગણાય તેટલે દરજ્જે શ્રી મહાવીરને પગલે પગલે ચાલ્યા ગણાય. અપ્રમાદનું સેવન કરવામાં અપાર આનંદ છે. એ આનંદ જીહ્‌વાથી વર્ણવી શકાય તેમ નથી એ તો જે અપ્રમાદી છે તેજ અનુભવી શકે છે. આ વિશ્વમાં એવો કોઇ પણ સ્થળે આનંદ નથી, કે જેની ઉપમા, અપ્રમાદીના આનંદ સાથે આપી શકાય. જેમ જેમ સાધકો અપ્રમાદી થતા જાય છે તેમ તેમ તેમને સુખ વૃદ્ધિને પામતુ જાય છે. સાધક જ્યારે પૂર્ણ જાગ્રત્ એટલે પૂર્ણ અપ્રમાદી થાય છે. ત્યારે તે સાધક મટીને સિદ્ધ થાય છે. તેનાં આસમાન અને જમીન ઉલટ પાલટ થઇ જાય છે. જે સ્થળે તે જડ અને દુઃખનો અનુભવ કરતો હતો તે સ્થળે તે આનંદ આનંદ અને આનંદનો અનુભવ કરે છે. જે સ્થળે તેને જન્મ મૃત્યુ જણાતાં હતાં તે સ્થળે તેને અજર અમરત્વ અનુભવાય છે. જે ક્ષણે ક્ષણે ભયભ્રાંત હતો તે સદાને માટે અભય અનુભવે છે. અપ્રમાદી માટે જેટલો અનુભવ લખીએ તેટલો ઓછો છે, અનુભવી થવાશે ત્યારે સર્વ સમજાશે. અપ્રમાદ છે એજ અનુભવ છે. માટે અપ્રમાદી થવા સતત્ પ્રયાસ નિરભિમાનપણે સેવવો. પ્રમાદનું કારણુ અજ્ઞાનરૂપ પ્રચલાદિ નિદ્રા છે માટે અપ્રમાદિ થવા સારૂ નિદ્રા ઉપર વિજય મેળવવાની જરૂર છે. ખુદ મહાવીર પ્રભુએ પણ પ્રમાદી ન થઇ જવાય તેટલા માટે નિદ્રા ઉપર પૂર્ણ વિજય મેળવ્યો હતો. સાધકે પણ અપ્રમાદી થવા માટે અજ્ઞાનરૂપ નિદ્રાને જીતવાનો પ્રયાસ સેવવો જોઇએ. જેમ જેમ નિદ્રા જીતાશે તેમ તેમ આત્માભિમુખ ઉપયોગ વૃદ્ધિ પામતો જશે અને વિશેષ વિશેષ અપ્રમાદી થવાશે અપ્રમાદિ થવાનો પ્રયાસ તત્કાળ શરૂ કરવાની જરૂર છે. ગયો વખત પાછો આવતો નથી, તેમ મનુષ્યનું આયુષ્ય ક્ષણિક છે, એમ વિચારીને એક ક્ષણ પણ આત્માભિમુખ વૃત્તિ વિના નકામો ગાળવાનો નથી. ભગવાન મહાવીર પ્રભુ પણ ગૌતમ પ્રતિ એવા જ પ્રકારનો ઉપદેશ આપતાં ફરમાવે છે કે, ' कुसग्गे जह ओस बिंदुए थोवं चिट्ठई लंबमाणए । एवं मणुयाय जीविय समयं गोयम मा पमायए ॥ દર્ભને અગ્રે જેમ જલબિંદુ અલ્પકાળ રહી ખસી પડે છે તેમ મનુષ્યનું આયુષ્ય અસ્થિર છે માટે હે ગૌતમ એક ક્ષણ પણ પ્રમાદ કરવો નહિ, ભાવાર્થ એવો છે કે અમુક વષા ગયા બાદ આત્માભિમુખ વૃત્તિ રાખતાં શિખીશું એવા પ્રકારના વિચારોને તિલાંજલિ આપીને પહેલી જ ક્ષણથી આત્માભિમુખ વૃત્તિ રાખવા પ્રયાસ સેવવો. જ્યાં સુંધી જગદ્દષ્ટિ છે ત્યાં સુધી જ પ્રમાદ છે. જ્યારે આત્મિક દૃષ્ટિ રખાશે ત્યારે પ્રમાદ નથી પણ અપ્રમાદ છે એમ સમજવું. અપ્રમાદરૂપ આત્મામાં આનંદ છે એ વાત અનુભવસિદ્ધ છે, માટે અપ્રમાદી બનવા જરૂર સતત્ પ્રયાસ કરવો જોઇએ જ્યાં અપ્રમાદ છે ત્યાં જ સત્ય સુખ, સત્ય જ્ઞાન, સત્ય આનંદ અને પૂર્ણ સત્ય છે એમ સમજી અપ્રમાદી થવું.

कॉन्फरन्स मिशन.

# ૧ શ્રી સુકૃત ભંડાર ફંડ.

( તા. ૮-૭-૧૭ થી તા. ૪-૮-૧૭, સવંત ૧૯૭૩ ના અસાડ વદ ૪ થી શ્રાવણ વદ ૨ સુધી.)
વસુલ આવ્યા રૂ. ૩૮૨-૮-૦

ગયા માસ આખરના બાકી રૂ. ૧૭૪૪-૮-૬

**(૧) ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ—ઉત્તર ગુજરાત.**
કમાણા ૯, ખરવાડા ૯ા, લાછડી ૧૯, ડાભલા ૩ા, દેવડા ૩ા, વડાસણ પા, કામલપુર ગોઠવા ૮ાા, ગોઠવા ૧ાા — કુલ રૂ. ૫૭-૮-૦

**(૨) ઉપદેશક મી અમૃતલાલ વાડીલાલ—ખાનદેશ.**
અમલનેર ૫૦, સીરસાલા ૧૮, શીરપુર ૪૫, ધુળીઆ ૬૦ાા, નેર ૧૦, ચાળીસગાંવ ૧૧ાા. — કુલ રૂ. ૧૯૫-૪-૦

**(૩) ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ—કાઠીઆવાડ ( ગોહેલવાડ )**
દાઠા ૧૬ાા, ગણીવાડા ૧ાા, લોંગડી ૦ાા, જાગધાર ૧ા, ગાધેસર ૨, ઓરડા ૧ા દુદાણા ૩ાા, ધરાઈ ૦ાા, મોણપર ૧ા, બગડાણા ૦ા, રાળગોન ૩ા, ભંડારીઆ ૧૮ાા, વડાળ ૩, મોરચુંપણા ૮ાા, ઓદાનોનેસ ૧ા, વીજાનો નેસ ૧, ચોક ૧૯ાા, જાળીઆ ૧ાા, રાજપરા પાાા રાણુપરડા ૭, ગીરોડ ૨, હાથસણી ૩ાા સનાળા ૦ાા — કુલ રૂ. ૧૨૯-૧૨-૦

૨૧૨૭-૦-૬

સુધારો—પાછળના અંકોમાં સુરત ભંડાર ફંડના લીસ્ટમાં કેટલીક ભૂલો રહી ગઇ છે તે નીચે મુજબ સુધારી વાંચવાની છેઃ-જુન ૧૯૧૭, વસઇ ૬ ને બદલે ૩. જુલાઈ ૧૯૧૭-અલગ ૦ાા ને બદલે ૦ાાા, કુડલા ૧ ને બદલે ૧ા, સીંગાણાને બદલે સોંગાણા, પાવડીને બદલે પાવઠી, વાનર ૭ા ને બદલે ૩ા વાંચવા-સમજવા.

# ૨ ઉપદેશક પ્રવાસ.

( દરેક ગામના કાગળ ઉપરથી ટુંક હકીકત લેવામાં આવી છે. )

**ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ.**

ભાંડુ—ગામમાં સાદ પડાવી તમામ વસ્તીને એકઠી કરી ધર્મની અગત્યતા ઉપર ભાષણ આપતાં જીવદયાના ભાષણની અસરથી કબુતરો માટે ૭ મણ દાણા થયા હતા. ભાષણો આપી લોકના મનપર સારી અસર કરી છે.

કંથરાવી—ભાષણની અસરથી જૈનેતર લોકો તરફથી જીવદયામાં ( કબુતરો માટે ) ૧૦-૧૨ મણ દાણા થયા હતા તેમના ધાર્મિક ભાષણો વૈરાગ ઉપજાવે તેવા હતા.

લણવા—જીવદયાના ભાષણો એ ગરાસીઆપર, કન્યાવિક્રયના ભાષણોએ પાટીદાર તેમ બીજા લોકોપર ઘણીજ અસર કરી છે.

દાઉમોરી—તમામ કોમ એકઠી કરી અસરકારક ભાષણો આપ્યાં હતાં. જેની અસરથી તમામના મનમાં કોમળતા ઉત્પન્ન થઇ ધર્મ ઉપર જાગૃતપણું પ્રાપ્ત થયું છે હાનિકારક રિવાજોથી દુર રહેવા સર્વેપર શ્રધા કરાવી છે. આવા વક્તાઓ વખતો વખત આવાગમન કરે તો લોકોનાં મન દયા, ધર્મ તરફ ઉત્સાહી રહે એમ અમારૂં માનવું છે.

આમોસણા—ભાષણોની અસરથી જૈનેતર લોકોએ રજસ્વળા પાળવા તથા મુવાવડ પ્રસંગે અમુક દિવસો પાળવા પળાવવા કબુલ કર્યું છે. તેમના ભાષણોએ ઘણી ઉંડી છાપ પાડી કોમળ મન ઉપર ઘણો પ્રેમ ઉપજાવ્યો હતો.

સવાળા—શિલવ્રતના ભાષણોની અસરથી સાંભળવા આવનાર શ્રાવિકાઓએ નઠારાં ગાણાં ન ગાવાં સંબંધી હાથ જોડી બાધાઓ લીધી હતી. ઉપદેશક ધોને ખરા જીગરથી લોકોને સુધારવા પ્રયત્ન કરે છે

લાછડી—આપણી જૈન કોમમાં ભાષણો આપતાં જૈન બહેનોએ ફટાણાં ન ગાવાં પ્રતિજ્ઞાઓ કરી; અન્ય ધર્મીના દેવને ન માનવા, તેમ ડાકલાં ન વગડાવવાં. ગામલોકો તરફથી મુખીએ સાદ પડાવી ચોરા આગળ જાહેર રસ્તામાં તમામ કોમ એકઠી કરી વૈરાગમય ભાષણોની સારી અસર થવાથી ગામ॥ તમામ સ્ત્રીઓએ રજસ્વળા પાળવા નક્કી થયું અને તેથી વિરૂદ્ધ વર્તનારને દંડ કરી કબુતરના દાણામાં વાપરવા ઠરાવ કર્યો. કન્યાવિક્રયના ભાષણથી પાટીદાર લોકોનાં મન ઉપર સારી છાપ પડી છે. તેમ હોળીના માટે ભાષણો આપતાં તે જોવા ન જવું તથા તે પ્રગટ કરાવવી નહીં. એવા સુધારા થયા છે.

દેવડા—આ ગામમાં બારોટની વસ્તી વિશેષ છે, ભાષણની અસરથી નઠારાં ગાણાં ન ગાવા બંદોબસ્ત કર્યો. કન્યાવિક્રય અહીં નથી.

---

### ૩, શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ સ્ટેન્ડીંગ કમિટીની મીટીંગનું કામકાજ.

સ્ટેન્ડીંગ કમિટીના સ્થાનીક મેંબરોની એક મીટીંગ તા ૯—૮—૧૭ સંવત ૧૯૭૩ વદ ૮ ગુરૂવારે રાત્રે ૭॥ વાગે ( મું. ટા ) શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑફીસમાં મળી હતી તે વખતે નીચેના મેંબરો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ કલ્યાણચંદ શોભાગચંદ. | ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી. |
| રા. રા. મોતીચંદ ગિરધરલાલ કાપડિઆ. | રા. રા. મકનજી જુઠાભાઇ મ્હેતા. |
| ,, મોહનલાલ દલીચંદ દેશાઇ. | શેઠ મોહનલાલ હેમચંદ. |
| શેઠ મણીલાલ સુરજમલ. | ,, દેવકરણભાઇ મુળજી. |
| ,, લક્ષ્મીચંદજી ઘીયા હ. શંકરલાલજી | ,, મુળચંદ હીરજી. |
| | ,, લલ્લુભાઇ કરમચંદ દલાલ. |

પ્રમુખ સ્થાને શેઠ કલ્યાણચંદ શોભાગચંદ બીરાજ્યા હતા. શરૂઆતમાં આગલી મીનીટ વાંચી મંજુર કરવામાં આવી બાદ નીચે મુજબ કામકાજ થયું હતુંઃ—

૧ તીર્થ શ્રી મક્ષીજીના સંબંધમાં અપાયેલ જજમેંટ તથા તાર અને કાગળો વાંચવામાં આવ્યા અને તે સંબંધી ઘણી ચર્ચા થયા બાદ એવો ઠરાવ કરવામાં આવ્યો કે;-

"શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી ખાસ તીર્થ રક્ષક સંસ્થા છે અને તે આ સંબંધમાં ઘણી સારી રીતે વ્યવસ્થિત લડત તથા ચળવળ કરી શકશે માટે તેમના પર આ બાબતના સર્વ કાગળો મોકલાવી લખી જણાવવું કે તેમણે આ કાર્ય ઉપાડી લેવું અને તે સંબંધમાં જે કંઇ સહાયની અને સહાનુભૂતિની જરૂર હોય તે સર્વ આપવા કૉન્ફરન્સની કમિટી તૈયાર રહેશે."

૨. પંડિત બહેચરદાસનો પ્રાકૃત શિક્ષા ક્રમ તથા પ્રાકૃત કોશ સંબંધી પત્ર વાંચવામાં આવ્યો પછી ચર્ચા થઇને એ ઠરાવવામાં આવ્યું કેઃ—હાલ પ્રાકૃત શિક્ષણ ક્રમનું કાર્ય હાથ લેવા માટે ઠીક લાગે છે તો તેના સંબંધમાં તેમાં શું ખર્ચ જોઇશે તેનો રા. મોતીચંદ ગિરધર કાપડીઆ તથા રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ પંડિત બહેચરદાસ પાસેથી રૂબરૂ ખુલાસો મેળવી તે સંબંધી લેખિત પત્ર મેળવવો અને તે પોતાના અભિપ્રાય સાથે બંનેએ આવતી મીટીંગમાં રજુ કરવો.

પ્રાકૃત કોશની યોજના વિશેષ ખર્ચાલ જણાય છે અને તેથી તેના સબંધમાં પણ શું ખર્ચ થશે તેનો એસ્ટીમેટ તેમણે બંનેએ લિખિત મેળવવો અને જો તેનું ખર્ચ જોતાં બીજા શ્રીમંતો આદિ પાસેથી મેળવી શકાય તો તેવી રીતે, તેમજ કૉન્ફરન્સ હસ્તકના ફંડમાંથી બને છે કે કેમ તે માટે વિચારરૂપે અભિપ્રાય તેમણે આપવો.

૩ ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદીને આસિસ્ટંટ જનરલ સેક્રેટરી તરીકે નીમવાનું સર્વાનુમતે ઠરાવવામા આવ્યુ

૪ લેખ સંગ્રહ, પાઇય લચ્છિય નામ માલા, મંદિરાવળી, ગ્રંથાવળી, ડીરેકટરી, રાસમાળાની બુકો યુનિવર્સિટી, ભંડારો, લાઇબ્રેરી, તથા સારી યોગ્ય સંસ્થાઓમાં ફ્રી મોકલવા આસિસ્ટંટ જનરલ સેક્રેટરી ડૉ નાનચંદ કસ્તુરચંદ મોદીને સોંપવામાં આવ્યુ.

૫ ઑડીટર રા. બાલાભાઇ જેચંદનો આભાર માનવામાં આવ્યો તેમજ આ વર્ષ તેમની ફરી નિમણુંક કરવામા આવે છે.

છેવટે પ્રમુખ સાહેબનો આભાર માનવામાં આવ્યો હતો.

---

# હેરૅલ્ડ માસિકના ગ્રાહકોને વિનતિ,

# આવતો અંક વી. પી.

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ હેરૅલ્ડ માસિકના ગ્રાહકોને જણાવવા રજા લઇએ છીએ કે ચાલુ સને ૧૯૧૭ ના ઍટલે આ માસિકના પુ ૧૩ માનો અંક ૮ મો આપની સેવામાં મોકલવામાં આવે છે. આ માસિકનો હિસાબ સંવત પ્રમાણે રહેતો હોવાથી સંવત ૧૯૭૩ ની આખર અગાઉ લવાજમ વસુલ કરી લેવાની ઘણી જરૂર હોવાથી આપના તરફ આવતો અંક વી. પી.થી મોકલવામાં આવશે. તો ચાલુ સાલના લવાજમના રૂ. ૧-૯-૦ વી. પી સાથે પોસ્ટમાં ભરી વી. પી સ્વીકારી લેશોજી.

જે મહાશયો તરફથી સને ૧૯૧૫-૧૯૧૬ ના લવાજમના પૈસા આવ્યા નથી તેઓ સાહેબને ૩ વર્ષના લવાજમના રૂ. ૪-૮-૦ માટે રૂ. ૪ ૯-૦ નું વી. પી કરવામાં આવશે/ અને જેઓ સાહેબના સને ૧૯૧૬ના લવાજમના પૈસા બાકી છે તેઓને ૧૯૧૬-૧૯૧૭ બે વર્ષના લવાજમના રૂ. ૩-૧-૦ નું વી. પી કરવામાં આવશે.

પાછલા વર્ષના ચડેલા લવાજમ માટે અમોએ વિનંતિપત્ર (ઉઘરાણી) લખ્યા છે તો તે ઉપર ધ્યાન આપી મ. ઓ. થી લવાજમ મોકલાવી આપશે તેઓ સાહેબનો અંક વી. પી. કરવામાં આવશે નહી.

પાયધુની-મુંબઇ નં. ૩

આસિસ્ટંટ સેક્રેટરી.
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

# લેખકોને વિનંતી.

પુન્ય મહાશય

આપને વિનતિ કે આ માસિકનો ખાસ અંક જૈન પર્યુષણના નિમિત્તે દરવર્ષની માફક આ વર્ષે પણ કાઢવા વિચાર રાખ્યો છે અને તેથી તેમાં એક ઉપયોગી વિષય પર આપ લેખ લખી મોકલવા કૃપા કરશો તો ઉપકૃત થઇશ.

આવા ખાસ અંકની મહત્તા આપના જેવા મહાશયના વિદ્વત્તા ભરેલા લેખોપર નિર્ભર છે અને તેથી વર્ષમાં એક વખત આપની પાસેથી એકાદ લેખ મેળવવાની ખાત્રી ભરી આશા રાખું તો અસ્થાને નહિ ગણાય, તો જેમ બને તેમ જલદી અને મોડામાં મોડો ૩૧ મી અગસ્ટ ૧૯૧૭ પહેલાં મોકલાવી આપશોજી. પરિશ્રમ માટે ક્ષમા યાચતો —

આપનો કૃપાકાંક્ષી

જૈન બોર્ડિંગ—લોહારચાલ—મુંબઇ.
તારીખ ૧૯૧૭

મોહનલાલ દલીચંદ દેશાઈ.
બી. એ. એલ્. એલ્. બી. ઑન. તંત્રી

તા. ક. આ પ્રમાણે ખાસ વિનતિપત્ર જૈન તેમજ જૈનેતર વિદ્વાનોને મોકલવામાં આવેલ છે. આ સંબંધી ગયા અંકમાં કંઇપણ ઉલ્લેખ નથી થઇ શક્યો તે માટે ક્ષમા ઇચ્છીએ છીએ.

---

## જોઇએ છે.

શ્રી પાલણપુર જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કન્યાશાળામાં બાઇઓને ધાર્મિક અભ્યાસ કરાવવા માટે એક જૈન શિક્ષિકા જોઇએ છે સદરે શીક્ષકનો અભ્યાસ પાંચ પ્રતિક્રમણ પ્રકરણો કર્મગ્રંથ અને સંસ્કૃત બે બુકોનો હોવો જોઇએ કદાચ સંસ્કૃત કંઇ ન્યુન હશે તો ચાલશે. સદરે શીક્ષક સ્કુલની કેળવણી લીધેલ તથા ભરત શીવણ આદી ઉદ્યોગના જ્ઞાનવાળાને વધુ પસંદ કરવામાં આવશે. ઉમેદવારોએ પોતાની અરજી નીચેના સરનામે મોકલવી તેમાં અભ્યાસ ઉમર વીગેરેની વીગત લખવી, કોઇ સર્ટીફીકેટ હોય તો તેની નકલ બીડવી પગાર લાયકાત મુજબ આપવામાં આવશે વધુ ખુલાસા માટે પત્ર વેહેવાર કરવો.

ચંદુલાલ સોભાગચંદ કોઠારી.
સેક્રેટરી.
શ્રી આત્મવલ્લભ જૈન કેળવણી ફંડ—પાલણપુર.

---

## હેરલ્ડ માસિકના ગ્રાહકોને વિનતિ.

ચાલુ સાલનું લવાજમ વસુલ કરવા માટે આવતા સપ્ટેમ્બર—અકટોબર માસનો ખાસ અંક દરેક ગ્રાહકને વી. પી. થી મોકલવામાં આવશે જે સ્વીકારી લેવા વિનતિ છે.

પાયધુની—મુંબઇ.

આસિસ્ટંટ સેક્રેટરી.
શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरल्ड.

જૈન સંઘ સેવક.

પુ. ૧૩. અંક ૧૨. વીરાત્ ૨૪૪૩ સં. ૧૯૭૪. ડીસેમ્બર ૧૯૧૭.


## प्रार्थना.

(१)

दीनबन्धो मोक्षदाता, ईश मंगलमय प्रभो।
पतितपावन दयासिन्धो, शान्तिदाता हे विभो॥
दीनहूं मैं दुखित हूँ, अज्ञाननदमें हूँ गिरा।
विषयवायु झकोरसेहा, भटकता मैं हूँ फिरा॥

(२)

संसार सागर अगमस्वामी, थाह मैं पाता नहीं।
छोड़कर झंझट बखेड़े, चित्त कलपाता नहीं॥
मोहमाया जालमें, पड़कर अहो करुणानिधान।
जानता जिनको हितू, वे हैं छिपे वैरी प्रधान॥

(३)

रातदिन मेरा तुम्हारा, में समय होता है नाश।
हर समय घेरे हुवे इस, दीनको कर्मोंके पाँस॥
कष्ट कर्मोंने दीये, अय प्रभु हमको हमेश।
चाहता भजना तुम्हे, निज भक्ति दो अब हे जिनेश॥

(४)

दीन शिशु मैं हूँ प्रभो, तुम दीन रक्षक हो पिता।
मैं पतित हूँ तुम पतिततारक कर्मनाशन हो पिता॥
कर कृपा दृष्टि दासपर, सुधि नाथ शीघ्रही लीजिये।
दीनबालक जानकर, निज भक्ति स्वामी दीजिये॥

आगरा. ता० ८-९-१७ }

प्रार्थी,
'प्रेमी' एच एन. गुजरदर्जी
प्रेमभवन—आगरा

# વિધવિધ નોંધ

૧ રામચંદ્રસૂરિ જૈન નાટકકાર—તરીકે સુપ્રસિદ્ધ છે. તેમણે અનેક નાટકો રાઘવાભ્યુદય, યાદવાભ્યુદય, નલવિલાસ, રઘુવિલાસ આદિ રચ્યા છે, તેમાંનું એક આત્માનંદ સભા તરફથી પ્રકટ થાય છે વિશેષમાં અમોને રઘુવિલાસ નાટકની હસ્તપ્રત જોવાનો લાભ મળ્યો છે અને તેમાં પ્રથમ સૂત્રધાર આવે છે અને તે દ્વારા તેના કર્તા શ્રી રામચંદ્રસૂરિએ પોતાને માટે નીચેના ઉદ્‌ગાર મૂકાવ્યા છે—

सूत्र० मारिष । समाजलोकस्य प्रबंधरामणीयकविशेषपरिज्ञानचातुरीसंपदा चमत्कृतो स्मि

चंद्र भावः साभिद्ररसानुबंधे कुत्र प्रबंधे समलंकृतसंपदां सभासदां सादरं चेतः

सूत्र० मारिष । श्रीसिद्धहेमचंद्राभिधान शब्दानुशासनविधान वेधसः श्रीमदाचार्य हेमचंद्रस्य शिष्यं रामचंद्रमभिजानासि ।

चंद्रः साक्षेपम्

पंचप्रबंधमिषपंचमुखानकेन
विद्वन्मनः सदसि भृत्यति यस्य कीर्तिः ।
विद्यात्रयीं चणमनुं चितकाव्य तंद्रं
कस्तं न वेद सुकृती किल रामचंद्रम् ॥

किंतु द्रव्यालंकारनामा प्रबंधो अनभिनेयत्वेन तावदास्तां अपरेषां राघवाभ्युदय यादवाभ्युदय नलविलास रघुविलासानां चतुर्णां रमणीयनमसं व्यंग निवेशानां विशद प्रकृतीना पुनर्मध्ये कुत्र प्रजानामनुरागः ।

૨-જૈનોનું સાહિત્ય—"જેમ શીખોનું સાહિત્ય બહાદૂરી વધારનારૂં છે, તેમજ તેથી ઉલટું જૈન ધર્મનું સાહિત્ય માણસોને વૈરાગ્ય તરફ વાળનાર અને બહાદુરીને તોડી નાખનારૂં છે તેથી જે બહાદુર ક્ષત્રિયો જૈન ધર્મમાં દાખલ થાય છે તે પણ આજે બિકણમાં બિકણ વાણીઆ જેવા બની ગયા છે. શીખ ધર્મમાં દાખલ થનાર બિકણ માણસ બહાદુર બની જાય છે, ત્યારે જૈન ધર્મમાં બહાદુર માણસ દાખલ થાય છે તે પણ બિકણ બની જાય છે કારણ કે જૈન ધર્મનું સાહિત્ય જ એવા પ્રકારનું છે કે કોઇ પણ માણસને તેની બહાદુરી બતાવવાની તક મળેજ નહિ દરેક કામ કરવામાં એટલા બધા પાપ બતાવેલાં અને એટલો બધો ભય બતાવેલો કે કોઇ પણ માણસ જો બરોબર રીતે ધર્મ પાળે તો ઉંચું માથું કરીને કોઇ બહાદુરીનું કામ કરી શકેજ નહિ દયાને નામે પોતાની ફરજ બજાવવામાં અને દુશ્મનો તથા રાક્ષસોનો સંહાર કરવાની બાબતમાં તે એટલા બધા ઢીલા પડી જાય છે કે એ જોઇને કોઈ પણ સમજુ માણસને અજાયબી અને દીલગીરી લાગ્યા વિના રહે

નહિ. દયા બેશક પ્રભુને વ્હાલી વસ્તુ છે, પણ દયાને નામે પાપનો ભય, અને અનેક જાતનાં કર્મોને ત્યજી દેવાની યુક્તિઓ તથા વિધિઓ જૈન ધર્મમાં એટલી બધી દાખલ થઇ ગએલી છે કે આજના જમાના પ્રમાણે તે ધર્મ પાળીને કોઇ પણ માણસ આગળ વધી શકે નહિ. કારણ કે તેઓનું સાહિત્યજ એ પ્રકારનું છે. અને તેથી સેંકડો વિદ્વાનો જે એમ કહ્યા કરે છે કે ગુજરાતમાં જે મોળાપણું આવેલું છે તે જૈનોની કૃપાનું ફળ છે, એમા કેટલી સત્યતા છે તે સાથે અત્યારે આપણે કામ નથી. પણ બહાદુરી બતાવવા માટે, લડાઇઓ લડવા માટે, ફતેહો મેળવવા માટે, અને સ્વતંત્રતા ભરેલુ જીવન ભોગવવા માટે, જેટલી છૂટ જોઇએ, તેટલી છૂટ એ ધર્મમાં નથી. સેંકડો વર્ષ થયા ધન કમાયા શિવાય બીજી કોઇ પણ જાતની ખાસ બહાદુરી જૈનો બતાવી શકતા નથી. કારણ કે તેઓને એક એક જાતનું સાહિત્ય મળેલુ છે. જૂદી જૂદી જાતનું સાહિત્ય મનુષ્યનું જીવન ઘડવામાં કેવી રીતે અસર કરે છે, તે સમજવા માટે આ દાખલો પણ જોવા જેવો છે. જૈન ભાઇઓને માઠું લગાડવા માટે આ વાત કહેવાતી નથી, પણ સાહિત્યની જીવન ઉપર શું અસર થાય તે દૃષ્ટિએ જોતાં મને જે દેખાય છે તે જણાવવું એ મ્હારી ફરજ છે એમ સમજીને આ વાત લેવી પડી છે, અને છતાં જો કોઇ જૈન ભાઇને ખોટુ લાગે તો હું માફ માગું છુ

(આ પ્રમાણે સ્વર્ગના વિમાન વગેરેના લખનાર તરીકે પ્રસિદ્ધ થયેલા રા અમૃતલાલ સુંદરજી પઢિયાર કેળવણી નામના માસિકના ગત અંકના પૃ. ૬૧ મે થી જીવનનો અને સાહિત્યનો સંબંધ એ વિષયમાં જણાવે છે. આનો કોઇ રદીયો આપશે કે? પઢિયારજીએ પોતે કયું સાહિત્ય જોયુ છે તેના પ્રમાણ નામ સહિત બતાવશે કે?

૩ મુંબઈ યુનિવર્સિટી લાયબ્રેરીમાં જૈન પુસ્તકો—ની હસ્ત લેખિત પ્રતિઓ છે તે તેના કેટેલોગમાંથી તેના ઍકસખી વિભાગમાં સંસ્કૃત હસ્તપ્રતો આપેલી છે તેમાંથી નીચેની યુંદી કાઢી છે.)

નંબર.
૨ અધ્યાત્મ કલ્પદ્રુમ મુનિસુંદર કૃત ટીકા ધનવિજય પૃ. ૭૫ પંક્તિ ૧૪.
૮ અનેકાર્થ સંગ્રહ હેમચંદ્ર ૨૮–૧૭ લખ્યા સં. ૧૪૮૮.
૮ આ. અંગવિદ્યા તાડપત્ર ૫૨.
૯ અંતર કથા સંગ્રહ રાજશેખર પૃ. ૪૯–૧૫.
૧૪ આગમશોભા કથાનકમ્ ૯–૧૫ લખ્યા સં. ૧૫૯૮.
૧૯ આવશ્યક સૂત્ર પૃ ૧૭.
૨૬ ભરતેશ્વર બાહુબળી વૃત્તિ શુભશીલ ૨૯૦–૧૩.
૨૯ ભવભાવના પ્રકરણ હેમચંદ્ર ૭–૧૨
૩૫ દાનાદિ કુલકાનિ દેવેંદ્ર સાધુ દરેકમાં ૨૦ શ્લોક છે. તે બૌદ્ધ કુલક જૈનને બદલે ભૂલથી જણાવેલા છે. ૫–૧૧.
૩૬ દશાવૈકાલિક સૂત્ર ખંડિત
૩૭ ધન ધર્મકથા મુનિસુંદર ગણિ પા. ૨૭ પં. ૧૫ સં. ૧૪૯૯
૪૬ હોલિકા પર્વ કથા આણંદેવમુનિ ૧૭–૧૨ સં. ૧૬૭૦
૪૭ ઇંદ્રિય પરાજય શતક અને આદિનાથ દેશનોદ્ધાર ૧૬–૧૧
૪૯ કલ્પાંતર વાચ્યાનિ ૮૮–૧૩ સં. ૧૫૬૮

૫૧ કર્મપ્રકૃતિ સટીક. યશોવિજય મૂળ માગધી ટીકા સંસ્કૃત ૨૮૮-૧૬
૫૨ ક્રિયા રત્ન સમુચ્ચય ગુણરત્નસૂરિ ૧૬૫-૧૩ સં. ૧૪૬૧
૫૪ ક્ષેત્ર સમાસ જિનભદ્રગણિ ટીકા મલયગિરિ કૃત ૨૧૯-૧૩ સં. ૧૬૯૨
૫૬ લોકનાલિકા સૂત્ર ૫-૧૫
૬૪ નામમાલા બૃહદ્વૃત્તિ હેમચંદ્ર સટીક દેવસાગર ગણિકૃત ૩૩૦-૧૭
૬૬ ન્યાયાવતાર વિવૃત્તિ ૪૨-૧૭ પહેલા ચાર પૃ. નથી.
૬૯ પદ્માનંદ મહાકાવ્ય અમરચંદ્ર કૃત પૃ. ૯૦-૧૩
૭૦ પાક્ષિક સૂત્રવૃત્તિ યશોભદ્રસૂરિ કૃત ૬૫-૧૫
૭૧ પાલ ગોપાલ કથા જિનકીર્ત્તિસૂરિ ૭-૧૬
૭૩ પાંડવ ચરિત્ર દેવવિજય ગણિ ૨૮૩-૧૩ સં. ૧૬૬૬
૭૫ પાર્શ્વનાથ કાવ્યપંજિકા શુભચંદ્ર સટીક ૮૦-૧૪
૭૬ પિંડવિશુદ્ધિ દિપિકા ઉદયસિંહ ૧૫-૧૩ સં. ૧૫૦૯
૭૭ પ્રશ્નશતક ટીકા જિનવલ્લભાચાર્યના પ્રશ્નશતક પર ટીકા કરનાર દેવસૂરિ ૯-૧૯ સં. ૧૬૨૪
૭૮ પ્રાસ્તાવિક શ્લોક ૧૦-૧૭
૭૯ પ્રતિક્રમણ વિધિ જયચંદ્ર ૨૩-૨૧
૮૦ પૂજાધિકાર માણિક્યસૂરિ ૪૨-૧૫ સં. ૧૫૫૬
૮૧ રઘુવંશ ટીકા ધર્મમેરૂ ૨૮૫-૧૩ સં. ૧૬૬૫
૮૬ શબ્દાનુશાસન વૃત્તિ ૮૩-૨૨
૯૦ સંવિભાગવ્રત કથા માણિક્યસુંદર ૮-૧૮
૯૮ સપ્ત ટીકા સૂત્ર જૈન ગ્રંથ
૧૦૨ શત્રુંજય માહાત્મ્ય હંસ રત્ન ધનેશ્વર કૃત ગ્રંથનો ગદ્યબદ્ધ ગ્રંથ ૧૭૭-૧૬ સ. ૧૮૪૧
૧૦૯ પષ્ઠીશતક પ્રકરણ નેમિચંદ્ર ભાંડાગારિક ૬-૧૪ માગધી લિપિ
૧૨૪ તત્વતરંગિણી. ધર્મસાગર ૫-૫ સં. ૧૬૩૫
૧૨૭ ઉપદેશમાલા સટીક મૂલ પ્રાકૃત ટીકા સંસ્કૃત ૨૭૮-૧૬ સં. ૧૬૫૯
૧૨૮ ઉપદેશપદ હરિભદ્રસૂરિ સંસ્કૃત-પ્રાકૃત ૨૮૪-૧૫
૧૩૦ ઉપસર્ગ સ્તોત્ર વ્યાખ્યા જિનપ્રભસૂરિકૃત મૂલ ભદ્રબાહુના સ્તોત્ર પર ૩-૧૯ સં. ૧૩૬૫
૧૩૧ ઉત્તમકુમાર ચરિત કથા ચારિત્રસાગર ગણિ ૧૩-૧૭ સં. ૧૭૬૮
૧૩૨ ઉત્તરાધ્યયન વૃત્તિ (માગધી તાડપત્ર પ્રતિ) ૩૬૦ પૃષ્ઠ. સં. ૧૪૪૬
૧૩૩ વાગ્ભટાલંકાર ટીકા જિનવર્દ્ધન ૧૪-૧૫
૧૩૯ વનસ્પતિ સપ્તતિ મુનિસુંદર ગણિ ૨-૧૩ સં. ૧૫૨૦
૧૪૧ વિચાર સાપ્તતિકા મહેન્દ્રસૂરિ ૩-૧૫
૧૪૮ યતિદિનચર્યા દેવસૂરિ ૧૦-૧૯ સં. ૧૬૧૪
૧૫૦ યોગશાસ્ત્ર હેમચંદ્ર કૃત ૧૫-૧૯ સં. ૧૪૮૯

૪—શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક શ્રમણ વર્ગને જાહેર વિજ્ઞપ્તિ—એ મથાળાથી રા. કેશવલાલ પ્રેમચંદ મોદી બી. એ. એલ એલ. બી. વકીલ હાજાપટેલની પોળ અમદાવાદના તરફથી પ્રકટ થઇ છે કેઃ—

૧. જૈન શ્રાવક વર્ગ હાલના જમાનામાં અપાતું જ્ઞાન (જે જ્ઞાનથી શ્રમણ વર્ગ તદ્દન અજ્ઞાત છે.) લેતા હોવાથી અસલ પદ્ધતિથી જ્ઞાન લેતા શ્રમણ વર્ગ તેમના ઉપર છાપ પાડી શકતા નથી, અને તેથી જૈન ધર્મ ઉપર હાલના શ્રાવક વર્ગની શ્રદ્ધા ઓછી થતી જાય છે. આ રીત ચાલુ રહે તો થોડા વખતમાં ઘણુંજ ખરાબ પરીણામ આવવા સંભવ છે. અને તેથી હાલની પદ્ધતિનું જ્ઞાન શ્રમણ વર્ગને અવશ્ય હોવું જોઇએ એ વાત ચર્ચાયા કરે છે તેની જરૂરીયાત બધા તરફથી સ્વીકારવામાં આવી છે. પણ તે વિચાર અમલમાં મુકવા કંઇ પગલાં ભરાયાં નથી.

૨. હાલના જમાનાને ઓળખનાર, ભવિષ્ય તરફ દૃષ્ટિ કરનાર, જૈન કોમનું ભલું ઇચ્છનાર કેટલાક સુજ્ઞ જૈનોના સખ્ત પ્રયાસથી ને સાધર્મીક ભાઇઓની આર્થિક સહાયથી આવી સંસ્થા શરૂ કરવાનો પ્રસંગ આવી લાગ્યો છે અને પાટણમાં સંવત્ ૧૯૭૪ ના માગશર અગર પોષ માસમાં સંસ્થા ખોલવાની હીલચાલ ચાલુ છે. પૈસા સંબંધીની મુસ્કેલી ગયા પછી તે સંસ્થાને મક્કમ કરવાનો આધાર તે સંસ્થામાં લાભ લેતા શ્રમણ વર્ગ ઉપરજ છે. અને તેથી અમુક સંખ્યા થશે તો તે ખોલવા પ્રબંધ કરવામાં આવશે

૩. તે સંસ્થામાં અભ્યાસ કરનાર શ્રમણ વર્ગને પોતપોતાની મુજબ ક્રિયા કરવાનો કોઇ પણ પ્રકારનો બાધ નથી.

૪. તેથી વિનંતિ કરવાની કે જે જે શ્રમણો તે સંસ્થાનો લાભ લેવા ઇચ્છતા હોય તેઓએ અમો નીચે સહી કરનારને લખી જણાવવા મેહેરબાની કરવી. જેથી અભ્યાસ કરનારાઓની કેટલી સંખ્યા થશે તેનો અંદાજ મળેથી તે સંબંધી વિચાર કરી યોગ્ય શિક્ષકો વિગેરેની ગોઠવણ કરી શકાય.

તો દરેક પરમપૂજ્ય પંન્યાસ શ્રીને વિનંતિ છે કે તેઓ આ પર લક્ષ લઇ પોતાની પાસેના કોઇ પણ શ્રમણને લાભ લેવરાવવા ઇચ્છા હોય તો નિચેની વિગત મજકુર વકીલ સાહેબ પર તાકીદે ભરી મોકલવા વિજ્ઞપ્તિ છે.

| | | |
|---|---|---|
| શિષ્યનું નામ | ગુરુનું નામ | હાલનું નિવાસસ્થાન |
| ઉંમર | દિક્ષાપર્યાય | જન્મભાષા |
| હાલનો અભ્યાસ | સંસ્કૃત | માગધી |
| ન્યાય | સાહિત્ય | પ્રકરણ |

સંસારીપણામાં કેટલી ગુજરાતી ચોપડીનો અભ્યાસ કરેલો છે? ઇંગ્રેજી અભ્યાસ કેટલો છે. વગેરે જે જે જણાવવા યોગ્ય લાગે તે.

૫—એક પ્રાચીન પત્ર—રા. કેશવલાલ પ્રેમચંદ મોદી વકીલ એક પ્રાચીન પત્ર મળી આવતાં તેની નકલ કરી મોકલાવી આપે છે, તે ઐતિહાસિક દૃષ્ટિએ અતિ ઉપયોગી નિવડશે તેમ ધારી અત્ર મૂકીએ છીએ. તેમાં કાગડા, ગર્દભ વગેરે અમુક દિશામાં બોલે તો શું ફળ થાય તેનાં યંત્ર પણ મૂકેલાં છે તે પણ સાથે સાથે આપીએ છીએ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ,, | પીરોજ આદિ | ૩૬ | ૭ | ૧૯ | ૧૯ |
| ૩૧ | ,, | અમાનન પણિજે | ૩ | ૨ | ૧૧ | ૨૧ |
| ૩૨ | ,, | અલાવદી | ૩૧ | ૬ | ૫ | ૨ |
| ૩૩ | ,, | નતસારદી— | ૨૧ | ૦ | ૫ | ૧૦ |
| ૩૪ | ,, | ગ્યારસા | ૨૧ | ૦ | ૧ | ૧૨ |
| ૩૫ | ,, | સમસદી | ૧ | ૬ | ૧૬ | ૧૭ |
| ૩૬ | ,, | જલાલદી | ૬ | ૬ | ૬ | ૬ |
| પા૦ | | સાહ રૂકનદી | ૭ | ૩ | ૧૩ | ૯ |
| પા૦ | | અલાદિન અલાવદી | ૧૦ | ૩ | ૧૫ | ૧૧ |
| પા૦ | | કુતબત જરવકસુ | ૪ | ૨ | ૧૦ | ૧૧ |
| પા૦ | | ગ્યાસદીઉલ | ૪ | ૧ | ૧૩ | ૯ |
| પા૦ | | મહમદ વાહડ | ૨ | ૭ | ૩ | ૧૨ |
| પા૦ | | પીરોજસાહ | ૩૭ | ૩ | ૧૩ | ૩ |
| પા૦ | | મુગલકસાહી | ૦ | ૫ | ૩ | ૭ |
| પા૦ | | મુનકસાહી | ૬ | ૧ | ૫ | ૧૫ |
| પા૦ | | દોલતષાહઅમનતી | ૭ | ૧ | ૧૮ | ૧ |
| પા૦ | | (મ)લુપાનુગલપ | ૮ | ૮ | ૧૮ | ૪ |
| પા૦ | | પદરીષાહ | ૮ | ૮ | ૧૮ | ૧૧ |
| પા૦ | | મહેમુદસાહ | ૧૨ | ૧ | ૧ | ૭ |
| પા૦ | | મબારષષાહ | ૧૧ | ૧૧ | ૧૯ | ૨૪ |
| પા૦ | | અલાબદી | ૦ | ૩ | ૧૦ | ૯ |
| પા૦ | | અજત અલાબદી | ૩ | ૩ | ૮ | ૧૫ |
| પા૦ | | સકદેર લોદી | ૩૮ | ૫ | ૧૨ | ૧૪ |
| પા૦ | | ઇસ્હાહા લોદી | ૧૦ | ૫ | ૨૭ | ૧૦ |
| પા૦ | | બાબર મૂગલ | ૩ | ૫ | ૨૨ | ૧૫ |
| પા૦ | | હેમાઉ મૂગલ | ૧૦ | ૪ | ૧૧ | ૧૭ |

સંવત ૧૫૯૭ વર્ષે જેઠસુદિ ૧૨ મૂગલ હાર્યા. સેરખસુ જીત્યા. દલી બેઠા. સાહાઆલમ સરિ હુવા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા૦ | સાહાઆલમસુરિ | ૬ | ૧ | ૯ | ૧૩ |
| પા૦ | સલેષસાનસુર | ૯ | ૫ | ૮ | ૯ |
| પા૦ | પેરોસાહસુર | ૦ | ૦ | ૩ | ૪ |
| | મમરેજખાને માર્યા—અધલી નામ ધ (ધે) રાયા. | | | | |
| પા૦ | અંધલી | ૦ | ૧ | ૩ | ૪ |
| પા૦ | સકંધર | ૦ | ૬ | ૧૧ | ૪ |

સકંધર ગાજીખાન ઇસાહમ સુરત હુતું દમાલ્યો હમાઉ પાતસાદ ૯ (ફ) જે

| | | | | |
|---|---|---|---|---|
| પા૦ હમાઉ | ૧ | ૧ | ૧૨ | ૨ |
| પા૦ હેમુ ઝુધિક | ૦ | ૦ | ૧૬ | ૫ |

વિક્રમાદિત નામ ધાર્યા વસંતરાય

પાણી પથે (પને) લડાઇ પડી. અકબર જીત્યા. વણિક નાઠા.

સવત ૧૬૧૩ વર્ષે ફાલ્ગુન સુદિ ૨ દિને જલાલદી પા૦ અકબર બેઠા

પા૦ અકબર ૪૮ ૯ ૧૧ ૧૫

પા૦ સાહાસલેમ જાહાગીર સવત ૧૬૬૨ મૃગશિર વદિ ૧૨ આગરા માહે પાતસાહી બેઠા જાહાગીર

પા૦ સાહાજાન

પા૦ અવરંગસાહા

## અથ ચીત્રાડકી પટાવલી.

દીત

૧ ગહદીત
૨ સોમદીત
૩ સાબદીત
૪ કેશવદીત
૫ સધ ,,
૬ રાજ ,,
૭ રાજ ,,
૮ ગોતમ ,,
૯ ઠાકર ,,
૧૦ ધોધ ,,
૧૧ વય ,,
૧૨ ઇશ્વર ,,
૧૩ દેવ ,,
૧૪ નાગ ,,
૧૫ જોગાદીત

અથ રાવલ

૧ બાપો રાવલ
૨ ભોજ રાવલ
૩ કડભોજ
૪ ખોમણ રા૦
૫ ગોવદ રા૦
૬ આલો રા૦
૭ હસ રા૦
૮ શકન કુમાર
૯ સાત વાહણ
૧૦ તેર વાહણ
૧૧
૧૨ અબ પસાય
૧૩ કૃત વાહણ
૧૪ નિર વાહણ

૧૫ ઉત્તમ ભોજ
૧૬ નરપત રા૦
૧૭ જમકરણ
૧૮ ભાદો રા૦
૧૯ ગોપો રા૦
૨૦ હાસો ગ૦
૨૧ જોગરાજ
૨૨ વીરમદે
૨૩ વરસધદે
૨૪ શ્રીપૂજ
૨૫ કરણરાજ
૨૬ જેતમી
૨૭ તેજસી
૨૮ સમરસી
૨૯ રતનસી
૩૦ અમરસી
૩૧ સમરસી
૩૨ કુંવરસી
૩૩ મોહણસી
૩૪ પદમસી
૩૫ શિવદે
૩૬ દેવોરા
૩૭ નેરસુર
૩૮ ભોજમૂ
૩૯ ડુંગરસી
૪૦ કરમસી
૪૧ कनरचे
૪૨ પાવોરા
૪૩ ગોપા રા૦
૪૪ ગગેવ
૪૫ ઉદેમધ

અથ રાણા

૧ રહાપ
૨ રરસૂર
૩ નરસૂર
૪ જસકર્ણ
૫ રાજપાલ
૬ નગપાન
૭ પન્નકાલ
૮ પાધડદે
૯ લૂણસી
૧૦ સમહેરસી
૧૧ અજી
૧૨ લખમણસી
૧૩ અઇ
૧૪ હમીર
૧૫ ખેતસી
૧૬ લાખો
૧૭ મોકલ
૧૮ કુભો
૧૯ રાયમલ્લ
૨૦ સાગો
૨૧ રતનસધ
૨૨ ઉદેસધ
૨૩ પ્રતાપસધ
૨૪ કરણ
૨૫ જગતસંધ
૨૬ રાજસધ
૨૭ જેસધ

૮૭

## ૪ પ્રહર ૮ દિશા કાગડો ચીડી

| | | |
|---|---|---|
| ઈશાન ૮<br>૧ દુઃખપ્રાપ્ત<br>૨ શોકનાભ<br>૩ કન્યાલાભ<br>૪ સંતાપજ્ઞાન | પૂર્વ.<br>૧ ધનહાનિ<br>૨ ધનલાભ<br>૩ પ્રાપ્ત<br>૪ રાજમાન | અગ્નિ ૨.<br>૧ ચોરભય<br>૨ રાજભય<br>૩ પ્રાહુણો આવે<br>૪ સજ્જન મિલે |
| ઉત્તર ૭<br>૧ ઓમિલાપ<br>૨ સંતોષ ઉ૦<br>૩ ધનલાભ<br>૪ પ્રાપ્તિ | | દક્ષિણ ૩<br>૧ ભયસંતાપ<br>૨ દ્રવ્યહાનિ<br>૩ દ્રવ્યલાભ |
| વાયવ્ય ૬<br>૧ મિત્રલાભ<br>૨ રાજવાર્તા સુણાવે<br>૩ રાજક્લેશ<br>૪ મિત્રલાભ | પશ્ચિમ ૫<br>૧ દુઃખવાન<br>૨ મીઠા ભોજન<br>૩ ચોરભય<br>૪ સજ્જન મિલન | નૈરૂત્ય ૪<br>૧ પ્રાહુણા આવે<br>૨ સંતોષ<br>૩ રોગપીડા<br>૪ સજ્જન મિલન |

## ગદહડા ચાર પ્રહર આઠ દિશા બોલે

| | | |
|---|---|---|
| ઈશાન ૮<br>૧ મૃત્યુ<br>૨ અગ્નિ ભય<br>૩ રાજા પ્રસાદ<br>૪ ચોર ભય | પૂર્વ ૧<br>૧ ધનલાભ<br>૨ સ્રીસમાગમ<br>૩ અગ્નીભય<br>૪ કાર્યનાશ | અગ્નિ ૨.<br>૧ સ્રી આગમ<br>૨ રાજશોક<br>૩ વાયુ વાદલ<br>૪ અગ્નિ ભય |
| ઉત્તર<br>૧ ચોરભય<br>૨ દ્રવ્યલાભ<br>૩ રાજા મરણ<br>૪ વિજય | ગદહા | દક્ષિણ<br>૧ પાહુણો આવે<br>૨ સુખવાત<br>૩ ધનલાભ<br>૪ મરણ સુણાવે |
| વાયવ્ય<br>૧ વિદ્યાલાભ<br>૨ કલહ<br>૩ સ્રીલાભ<br>૪ પીતાભોજન | પશ્ચિમ<br>૧ સંતોષ<br>૨ કષ્ટમરણ<br>૩ ધનનાશ<br>૪ વિદ્યાલાભ | નૈઋત્ય<br>૧ વરસાદ<br>૨ ભય<br>૩ કષ્ટ<br>૪ કલ્યાણ |

૬—કૉન્ફરન્સનું ૧૧ મું અધિવેશન—કલકત્તામાં વિજયવંતું થઇ ચૂક્યું છે તેમાં પસાર થયેલા ઠરાવો-પ્રમુખ સાહેબના ભાષણો વગેરે આવતા અંકમાં આપીશું. હાલને માટે જણાવવાનું કે મુંબઇમાં રેસીડેન્ટ જનરલ સેક્રેટરી તરીકે શ્રીયુત હીરજી ખેતશી ખોયશી નીમાયા છે. આશા છે કે તે યુવાન સેક્રેટરી ઝળકતી કારકીર્દિ બનાવશે. તંત્રી.

# આંતરજીવન અને બાહ્યજીવન.

( લેખક—મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજી—પાલીતાણા. )

પર્વતની કોઇ એક ખીણમાંથી નિર્મળ જળનું ઝરણુ સતત ગતિએ વહી જતું તમારા જોવામાં આવ્યું છે ? આ નિર્મળ જળ કયાંથી આવતુ હશે તેનો તમે વિચાર કર્યો છે? વિચાર કરતાં તમને એમ નથી લાગ્યું કે આ દેખીતા જળપ્રવાહની પાછળ, આ જળપ્રવાહના મૂળમાં ગમે ત્યાં પણ એક આવાજ સ્વચ્છ જળનું સરોવર હોવું જોઇએ ? આ જગતનો નિયમ જ એવો છે કે આંતર મૂળમાં જે વસ્તુ ન હોય તે બાહ્ય સ્વરૂપે પ્રતીત થઇ શકતી નથી. વધારે સરલ શબ્દોમાં કહીએ તો કારણ વિનાનુ કાર્ય સંભવતું નથી.

મનુષ્ય જીવનના સંબંધમાં પણ એમજ છે. મનુષ્યનું બાહ્યજીવન એ તેના આંતર જીવનને જ સંપૂર્ણપણે આધીન હોય છે. મનુષ્યના આંતર જીવનમાં જે વસ્તુ ન હોય તે તેના બાહ્ય જીવનમાં વ્યક્ત થઇ શકતી નથી, અલબત્ત દંભ કે કપટનો આધાર લઇ મનુષ્યો પોતાના આંતરજીવનમાં ન હોય તે બાહ્ય જીવનમાં વ્યક્ત કરવાનો મિથ્યા પ્રયત્ન કરે છે, પણ તે તેમનું પોતાનું જીવન નથી હોતું અને તેથી તે જીવન તેમની આધ્યાત્મિક ઉન્નતિમાં સહાયક થવાને બદલે ઉલટું વિઘાતક જ થઇ પડે છે. વળી તેની સાથે બીજી એક વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે મનુષ્યનું જેવું આંતરજીવન હોય તેવું જ બાહ્યજીવન હોય એમ પણ બનતું નથી. જો કે તે બાહ્યજીવન આંતર જીવનને અનુકૂળ બનવાનો પ્રયત્ન તો કરતું જ હોય છે પણ કેટલાંક, સ્વાભાવિક કારણોને લીધે આંતર જીવનની આબેહુબ પ્રતિકૃતિરૂપ બાહ્ય જીવન બની શકતું નથી. જે સરોવરનું પાણી ઝરણરૂપે બ્હાર વહેવાની યોગ્યતા ધરાવતું હોય, તે સરોવરની આડે અથવા તો જળપ્રવાહની આડે કુદરતી અથવા અકુદરતી રીતે સખ્ત અંતરાયો આવીને ઉભા રહે તો તે ઝરણની શી ગતિ થાય ? પ્રવાહને પોતાની ગતિનો રોધ કરવો જ જોઇએ અને તેમ નહીં તો પોતાની નિત્યની શિથિલતા સ્વીકારી જ લેવી જોઇએ. મનુષ્યોના સંબંધમાં પણ તેમજ બને છે. એક મનુષ્યનું આંતર જીવન અનેકાનેક શુભ ભાવનાઓ, સુંદર મનોરથો અને ઉચ્ચ મહત્વાકાંક્ષાઓથી પરિપૂર્ણ હોય પણ જો વચમાં સંસારના, વ્યવહારના કે અંતરાય કર્મનાં વિઘ્નો આવીને ઉભાં રહે તો તે પોતાની ભાવનાઓ, મનોરથો કે મહત્વાકાંક્ષાઓને અનુરૂપ એવું બાહ્યજીવન પ્રકટાવી શકે નહીં. આંતરજીવન પ્રયત્નો કરવા છતાં જ્યારે બહિર્ભાવને નથી પામતું ત્યારે તેમ થવામાં કર્મોદય, પાપપ્રકૃતિનો ઉદય કે અંતરાયકર્મનો પ્રતિબંધ નડે છે એમ આપણને માન્યા વિના ચાલતું નથી. મનુષ્યનું આંતર જીવન કેવા પ્રકારે ઘડાય છે એ વિષય બહુ ગંભીર છે. અને તેના સ્પષ્ટીકરણને માટે આવો જ બીજો એક નિબંધ તૈયાર થઇ શકે તો પણ હાલના પ્રસંગે એટલુ કહેવું બસ થઇ પડશે કે અનેકાનેક વિચારો, અનુભવો, નિશ્ચયો અને વ્યવહારો મનુષ્યનું આંતરજીવન ઘડવામાં સહાયક થઇ પડે છે. આ ભવના અને તેની સાથે પૂર્વ ભવના પણ અનેક સંસ્કારો આંતરજીવનની સાથે સંકળાયેલા હોય છે. કેટલાક વિદ્વાનો કહે છે કે વર્તમાનકાળનો પ્રતીત થતો મનુષ્ય એ તેના ભૂતકાળના વિચારોનું અને સંસ્કારોનું જ એક પરિણામ છે, અર્થાત્ મનુષ્ય પોતાના જીવનની પ્રત્યેક

ક્ષણે જે અનુભવો કરે છે, જે વિચારો કરે છે અને જે દૃઢ નિશ્ચયો કરે છે તે તેના આંતરજીવનની સામગ્રીરૂપે બની રહે છે અને તે જ અનુભવો, તેજ વિચારો અને તે જ દૃઢ નિશ્ચય વખત જતાં બાહ્યજીવનમાં વ્યક્ત કરવાનો ઉદ્યમ કરે છે. આમાં કદાચ તે નિષ્ફળ નીવડે છે પરન્તુ એની નજીવી નિષ્ફળતાઓથી લાંબા કાળનું સુંદર રીતે ઘડાયેલું આંતર જીવનનું બળ શિથિલ થતું નથી. વટવૃક્ષના એક બીજે પોતાના આંતરજીવનમાં ગગનભેદી ઉન્નતિની જે યોગ્યતા પ્રાપ્ત કરી હોય તે યોગ્યતા નજીવા અવરોધોને દૂર કરી પોતાની આંતરિક શક્તિને પ્રકટ કર્યા વિના શાંત રહી શકશે નહીં. પછી તે અવરોધોનું બળ પોતાના સામર્થ્ય કરતાં અધિક પ્રમાણમાં હોય તો ન છૂટકે નિષ્ફળતા સ્વીકારી લેવી પડે. પરંતુ તે ઉપરથી તે બીજમાં અંતર્ભૂત કોઇ શક્તિ જ નથી એમ કહેવું ઉચિત નથી. વસ્તુતઃ બહારના અવરોધો જ તેના આંતરજીવનની વધારે કસોટી કરાવનારા થઇ પડે છે. મતલબ કે આંતરજીવનમાં જે સામર્થ્ય અને સૌંદર્ય હોય તે સામર્થ્ય અને સૌંદર્ય ઉપરથી જ મનુષ્યની યોગ્યતાની કીમત નક્કી થઇ શકે છે–તેના બાહ્યજીવન ઉપરથી નહીં.

આંતરજીવને જીવવું એ જ યથાર્થ જીવન ગણાય છે. એક મહા દુરાચારી અને નૃશંસ વ્યક્તિ પણ ધારે તો પોતાના બાહ્ય જીવનને એક પરમ યોગી તપસ્વી જેવું દર્શાવી શકે. કારણ કે તેમ કરવામાં ખાસ પરિશ્રમ કે સાધના કરવાની જરૂર તેને રહેતી નથી. કોઇની પાસેથી નાણાં ઉધારે માગી લાવી પૈસાદાર કહેવડાવવું એ તો એક દરિદ્રીથી પણ બની શકે તેમ છે. ચોરી કરી અન્યની મીલ્કત ઉપર પોતાનો દાવો રજુ કરવો એ તો એક ભીખારી પણ કરી શકે તેમ છે. પરંતુ ચારિત્ર્ય અને નીતિની દ્રષ્ટિએ તેની એક કોડીની પણ કિમત અંકાતી નથી. જે યોગીપણું તેનાં આંતરિક યોગીજીવનનું પરિચાયક હોય એ જ યથાર્થ કિમતી અને વિશ્વોપયોગી છે. જે નાણું પોતાના પરિશ્રમથી ઉપાર્જન કર્યું હોય તે નાણું જ મનુષ્યને પૈસાદારની યથાર્થ પદવી અપાવવામાં ઉપયોગી થઇ શકે છે. મનુષ્ય માત્ર આ વાત સારી રીતે સમજે છે. આંતરજીવન એ જ યથાર્થ મનુષ્યજીવન છે એમ પ્રત્યેક અંતઃકરણ સ્વીકારે છે. છતાં ઘણીવાર એવું બને છે કે સિંહની ચામડીથી વીંટળાયેલા ગર્દભો સિંહપણાનું માન પડાવી લઇ સિંહમા ખપી જાય છે. કારણ કે આંતરજીવનની કસોટી કરવાની શક્તિ વ્યક્તિમાત્રમાં એક સરખી હોતી નથી; બાહ્યાડંબરમાં રચી–પચી રહેલો જમાનો ગર્દભનું બાહ્ય સિંહદર્શન જોઇ ક્ષણવાર અંજાઇ જાય છે, પણ એ કહેવાતા અને મનાતા સિંહના મુખમાંથી જ્યારે પોતાનો સહજ સ્વર બહાર આવે છે ત્યારે તે સિંહની કેવી દયાજનક સ્થિતિ થઇ પડે છે એ પંચતંત્રમાંની એક વાર્તા જ કહી આપે છે. જેના હૃદયમા સિંહત્વ નથી, જેના આંતરજીવનમાં વિક્રમ કે પરાક્રમ નથી તે બાહ્ય જીવન સિંહનો અધીશ્વર હોવાનો દાવો કરે તે શું કામનો? જગતને સિંહના આંતરજીવનની જેટલી જરૂર છે તેટલી બાહ્યજીવનની નથી. ખેદનો વિષય તો એ છે કે આજકાલ બાહ્યજીવન સુધારવા માટે જેટલું મંથન થાય છે તેટલું મથન આંતરજીવન સુધારવા માટે થતું નથી. મનુષ્યનો બાહ્ય વ્યવહાર સુધારવા માટે જેટલા ઉપદેશો અપાય છે તેટલા મનુષ્યના આંતર વ્યવહાર સુધારવા માટે અપાતા નથી. આ જમાનો બાહ્ય દેખાવ, મિથ્યા આડંબર અને ટાપટીપમાં એવો મ ત્રમુગ્ધ થઇ ગયો છે કે વસ્તુ માત્રને એક પ્રકારનું આંતર જીવન હોય છે અને એ આંતરજીવન જ તેનું યથાર્થ જીવન હોય છે એ વાત જ પ્રાય

ભૂલી ગયો છે. આપણને આપણા ઉપદેશકો આપણું જીવન સુધારવા કેવો ઉપદેશ આપે છે? તેઓ કહે છે કે "રોજ બે ઘડી દેરે-ઉપાશરે જઇ સામાયક, પડિક્રમણું કે પૂજાપાઠ કરો." આ ઉપદેશને માન આપી લોકો કડવું મ્હો કરી બે ઘડી ધર્મના સ્થાનકોમાં જઇ આવે છે. અમે એમ નથી કહેવા માગતા કે દેરાસર કે ઉપાશ્રય આદિ ધર્મસ્થાનોમાં જઇ બે ઘડી બેસવું એ અયોગ્ય છે. અમારો કહેવાનો આશય માત્ર એટલો જ છે કે આંતરજીવન સુધાર્યા વિના કેવળ બાહ્ય ચિન્હો વળગાડી દેવાં એ જ સર્વસ્વ નથી. મનુષ્યોને જો પરમ ધાર્મિક અને સુચારિત્રવાન બનાવવા હોય તો સૌ પ્રથમ તેમના આંતરજીવનો ઉપર સંસ્કાર કરવા જોઇએ, તેમના આંતરજીવનોમાં જે કાંઇ અનીતિ કે પાપ જેવું હોય તે દૂર કરી તે સ્થળે નીતિ અને પુણ્યનો સુંદર પટ ચડાવવો જોઇએ. આવી પ્રાથમિક તૈયારી કર્યા વિના કેવળ બાહ્યજીવન સુધારવાનો પ્રયત્ન કરવો તે તો હાથે કરીને જગતને દભી અને કપટી બનાવવા જેવું છે, હાથે કરીને સંસારને નર્ક બનાવવા જેવું છે. એક દર્દીને વૈદ્ય પીવાની અને ચોપડવાની (ઝેરી) દવા આપે અને દરદી એ વૈદ્યની સલાહને ખોટી રીતે સમજી ચોપડવાની ઝેરી દવાનો ઉપયોગ પીવામાં તથા પીવાની દવાનો ચોપડવામાં ઉપયોગ કરે તો તેનું કેવું પ્રાણનાશક પરિણામ આવે? આપણા વ્યવહારમાં પણ એવું જ ભયંકર પરિણામ આવ્યું છે. શાસ્ત્રકારોએ પ્રબોધ્યુ છે કે અમુક પ્રકારનું આતરજીવન જેનું હોય તેનું બાહ્યજીવન અમુક પ્રકારનાં લક્ષણોથી અંકિત થયેલું હોવું જ જોઇએ. અર્થાત્ સ્થૂલ જીવન-દ્રવ્ય જીવન્ એ ભાવ જીવન-આંતરજીવનનું સૂચક હોવું જોઇએ. આનો અર્થ એવો થવા લાગ્યો કે જ્યાં અમુક પ્રકારનું બાહ્યજીવન હોય ત્યાં તેમને મળતું આંતરજીવન હોય જ-ન હોય તો પણ આપણે માનવુંજ જોઇએ. આવી વિચારશૂન્યતાએ આપણને એવા પામર અને મોહમુગ્ધ બનાવી દીધા કે આંતરજીવનની ઉપયોગિતા સમજવા જેટલી શક્તિ પણ રહી નહીં. આનું પરિણામ એ આવ્યુ કે મિથ્યા આડંબર અને દંભને અતિશય ઉત્તેજન મળ્યું-પ્રપંચીઓએ ભક્ત અને ભાવિક હૃદયોને છેતરી પોતાની વાસના પૂર્ણ કરી. જગતથી આંખે એવા સજ્જડ પાટા બંધાવી દીધા કે એ પાટાને વેગળા કરવાની સૂચના આપનારને પણ પોતાના પરમ શત્રુ માનવા લાગ્યા. અમુક વસ્ત્રમાં માનવી સારો લાગે એટલા માટે વસ્ત્રની ઉપયોગીતા સિદ્ધ થઇ. પણ પાછળથી એ ઉપયોગીતા એટલી બધી વધી ગઇ કે એ વસ્ત્રો જ મનુષ્યનાં લક્ષણો તરીકે ગણાવા લાગ્યા. આપણી રૂચિ, નીતિ અને ચારિત્ર્યનું આ રીતે કેટલું અધઃપતન થયું છે તેનો ખ્યાલ સુદ્ધા પણ ભાગ્યેજ કોઇ કરતું હશે. ગુજરાતનો એક સ્વર્ગસ્થ વિદ્વાન્ બહુ અસરકારક શબ્દોમાં કહેતો ગયો છે કે "એક જમાનો એવો આવશે કે જે વખતે યથાર્થ સદાચારનો કોઇ ભાવ પણ પૂછશે નહીં—વિજયી દુરાચાર જ સદાચારની પંક્તિમાં ગણાવા લાગશે." આ કથન વર્તમાન યુગને માટે અક્ષરશઃ સત્ય નીવડયું છે. એક માણસ હૃદયથી સદાચારી છે કે નહીં, તેનું આંતરજીવન સચ્ચારિત્રયુક્ત છે કે નહીં તેનો નિર્ણય કરવા જેટલી અમને અત્યારે ફુરસદ નથી. જેને પોતાનો દુરાચાર છુપાવતાં આવડે, જેને સદાચારના બાહ્ય લક્ષણો માઇન બોર્ડની માફક કંઠે વળગાડી જાહેરમાં ફરતાં આવડે તેના ચરણમાં અમારાં મસ્તિષ્કો નમાવવા તૈયાર છીએ. આમ કરવાથી અમારા હૃદયમાં, અમારા સંસારમાં અને અમારા આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમાં કંટકો વેરાતાં હોય તો પણ અમને તેની પરવા રહી નથી. અમને બાહ્ય આડંબરનું કામ છે, અમારે તો બાહ્યજીવનની જરૂર છે. આમ કહેનારાઓને ઉદ્દેશીને તો એમજ કહેવું પડે કે—

" ધિક્ ! મૂર્ખની મૂર્ખાઈના વખાણ ઝાઝાં શા કરૂં,
દિલ દમ્ભને દંભી કહે...... "

આ ઉપરથી બાહ્ય સદાચારના અમે વિરોધી છીએ, એમ માની લેવાનું નથી, સદાચાર તો ગમે ત્યારે, પણ ઉપયોગી અને હિતાવહ જ છે—એ સામે અમારો લેશ માત્ર વાંધો નથી. અમારો વાંધો કેવળ દંભ અને કપટ જાળ પ્રતિ છે. હૃદયમાં હળાહળ ઝેર ભર્યું હોય અને લોકોને તે અમૃત મનાવવાનો એ બળાત્કાર થતો હોય, આંતર જીવન કાંટા અને જાળા-જાંખરાથી છવાયેલું હોય અને લોકોની પાસે તે પરમ રમણીય ઉદ્યાન કહેવડાવવાનો આગ્રહ સેવાતો હોય તો અમારે કહેવું જોઇએ કે એવી આત્મઘાતીઓની સૃષ્ટિઓમાં રહેવા કરતાં સ્મશાનમાં જઇ રહેવું એ જ ઉચિત છે

અમને આ સ્થળે, એવો પ્રશ્ન કરવામાં આવશે કે-" આંતર ' જીવન ઉપર આટલું બધું મહત્ત્વ મૂકવાની શું જરૂર છે ? આંતર જીવનની આટલી બધી કીંમત આંકવાનું તમને શું કારણ છે ? લોકો તો બાહ્ય જીવનને જ સમજી શકે છે તો પછી એક માણસ પોતાનું બાહ્ય જીવન સુંદર રીતે નિર્ગમતો હોય તો પછી તેના આંતરજીવનમાં ડોકીયું કરવાનો તમને શું હક્ક છે ? " આના ઉત્તરમાં અમારે જે કાંઇ કહેવાનું છે તે અમે ક્રમે ક્રમે સ્પષ્ટ કહીશું. જગતમાં જેટલાં સ્થૂળ બળો છે તે સૂક્ષ્મબળની પાસે કશી બીસાતમાં ગણાતા નથી. એક કુંભારના છોકરાને પાંચ-પચીસ ગર્દભો હાંકી જતો તમે કદી જોયો છે ? ભેંસો અને ગાયોના ટોળાને ભરવાડનો એક નાનો છોકરો રમતો રમતો હાંકી જાય છે તેનું શુ કારણ તેનો તમે વિચાર કર્યો છે ? જો એ વિષય ઉપર તમે તમારા મનને વિચાર કરવા દીધો હશે તો તમે સમજી શકયા હશો કે ગમે તેટલું શરીરબળ કિંચિન્માત્ર મનોબળની પાસે એક તણખલા કરતાં સહેજ પણ ચડીયાતું નથી. ભેંસો અથવા ગાયોમાં પેલા ન્હાના છોકરાને પરાસ્ત કરવા જેટલું શું શરીરબળ નહીં હોય ? પરન્તુ એ સ્થૂલ બળ મનના સૂક્ષ્મબળ પાસે નમી જાય છે અને ભરવાડનો છોકરો જે તરફ વાળે તે તરફ તે ટોળાને દોરાવું પડે છે. મનના બળ કરતાં પણ હૃદયનું-ચારિત્રનું બળ વિશેષ સૂક્ષ્મ હોવાના કારણે વિશેષ અસરકારક ગણાયું છે. દૃઢ બુદ્ધિ બળવાળા અને મનો બળવાળા પણ એક ચારિત્ર્ય બળવાળા વ્યક્તિ પાસે પોતાનું મસ્તક નમાવ્યા વિના રહી શકતા નથી. જળ એ સ્થૂલ વસ્તુ છે, જળ જેટલું કામ કરી શકતું નથી તેટલું વરાળ કરી શકે છે. કારણ કે તે જળ કરતાં વિશેષ સૂક્ષ્મપણાને પામ્યું હોય છે. મહાભારતમાં એક એવા ભાવની કથા છે કે દુર્યોધન અને અર્જુન જ્યારે કૃષ્ણની સહાયને માટે ગયા ત્યારે કૃષ્ણે એક પક્ષને પોતાની સેનાની સહાયતા અને અન્ય પક્ષને પોતાની અંગત સહાયતા આપવાનો સંકલ્પ જાહેર કર્યો હતો. સ્થૂલબળના લાલચુ દુર્યોધને કૃષ્ણનું સેનાબળ પોતાના પક્ષમાં ખેંચી લીધું અને કૃષ્ણનું અંગત-એકલું બળ પાંડવોને માટે રહેવા દીધું. મહાભારતના વાંચન ઉપરથી આપણે જાણી શકયા છીએ કે તેમાં છેવટે વિજય તો કૃષ્ણના એકલાના બળનો-બુદ્ધિબળનોજ થયો હતો, સેનાબળનો-સ્થૂલબળનો નહીં. કૃષ્ણે પાંડવોને જે નૈતિકબળ-મનોબળ અને ચારિત્રનું બળ અર્પ્યું હતું તેજ તેમના વિજયમાં નિમિત્તભૂત હતું. આવા અસંખ્ય દૃષ્ટાંતો સૂક્ષ્મબળની કીમ્મતમાં આપી શકાય તેમ છે. સારાંશ એ છે કે સ્થૂલ કરતાં સૂક્ષ્મ વિશેષ અસરકારક, સ્થાયી અને સામર્થ્યયુક્ત હોવાથી ખરેખરૂં કીમતી અને ઉપાદેય છે અને એટલાજ માટે અમે આંતરજીવનની સવિશેષ ઉપયોગિતા સ્વીકારીએ છીએ.

આંતરજીવન એ સૂક્ષ્મ જીવન છે, તેની સાથે તે સ્થાયી અને અક્ષય બળયુક્ત હોય છે. એ વાત ખરી છે કે સ્થૂળ જીવન મનુષ્યોની દ્રષ્ટિએ જેટલું ચડે છે તેટલું આંતરજીવન ચડતું નથી અને તેથી લોકો તેની ઉપયોગીતા સમજી શકતા નથી. પરંતુ સચ્ચારિત્રશીલ આંતરજીવને જગત ઉપર કેવી ઉંડી અસરો કરી છે, જગતમાં કેવાં પરિવર્તનો કર્યાં છે તેનો વિચાર કરશો તો જણાશે કે આંતરજીવન એ જ મનુષ્યસૃષ્ટિની ખરેખરી સંપત્તિ છે, સુંદર આંતરજીવન એ જ પ્રજાનો અમૂલ્ય અને દેવદુર્લભ વારસો છે. શ્રી સ્થૂળભદ્ર કોશા વેશ્યાને ત્યાં ચાતુર્માસ રહ્યા હતા. વેશ્યાને ત્યાં એકાંતમાં ચાતુર્માસ રહેવું એ બાહ્યદષ્ટિને કેટલું બધું ભયંકર લાગે છે? પરંતુ આંતરદષ્ટિએ સ્થૂળીભદ્રના આંતરજીવનનો વિચાર કરીએ તો એ વ્યતિકર સંયમ અને વૈરાગ્યનો કેવો અપૂર્વ પ્રબોધ આપણા હૃદયમાં જાગૃત કરે છે? આજે સ્થૂળભદ્રને પસાર થઇ ગયાં હજારો વર્ષો વીતી ગયાં, પણ એ મહાત્માના આંતરજીવનને પ્રજા હજી પ્રેમથી પ્રશંસી રહી છે. ભારતવર્ષના ઇતિહાસમાં એવા બીજા અનેક પુરૂષો થઇ ગયા છે કે જેમનાં બાહ્યજીવનો બાહ્યદષ્ટિને ભડકાવનારાં હોય, પરંતુ તેમના આંતરજીવનો જગતને કાંઇ અનેરા અને અદ્દભૂત પાઠો શીખવી ગયા છે. કારણ કે આંતરજીવનનું સામર્થ્ય એવું અસીમ છે કે દેશકાળનું બળ તેને લેશ પણ હાની કરી શકતું નથી. જગતમાં આંતરજીવનની જેવી ચિરસ્થાયી અસર રહે છે તેવી બાહ્યજીવનની રહેતી નથી. જગતને આંતરજીવન જેટલું ઉપયોગી થાય છે તેટલું બાહ્યજીવન થઇ શકતું નથી. એક તપસ્વી થોડી મુદત સુધી ઉગ્ર તપસ્યા સેવે તો તે તપસ્યા તેના પરિચયમાં આવતા ભવિકજનોના અંતઃકરણમાં કંઇક અસર કરી શકે, પરંતુ તે તપસ્યા પુરી થઇ રહ્યા પછી તપસ્વીનું બાહ્યજીવન વિશ્વને કશી ઉપાદેય સામગ્રી આપી શકતું નથી. પણ જો તે તપસ્વીનું આંતરજીવન જ તપસ્યામય હોય તો વિવિધ વિલાસો અને વૈભવોની મધ્યમાં રહેવા છતાંએ પ્રત્યેક ક્ષણે હિતાવહ બોધપાઠો તે આપી રહ્યું છે. આમ હોવાથી જ કેટલાક વિદ્વાનો કહે છે કે આચાર કરતાં વિચાર સહસ્રગણો અધિક મૂલ્યવાન છે, બીજા શબ્દોમાં કહીએ તો બાહ્યજીવન કરતાં આંતરજીવન અનેકગણું અધિક ઉપાદેય છે.

જગતમાં ઘેર ઘેર સ્થૂળીભદ્ર અથવા જનક હોય એમ બનતું નથી. પરંતુ તેમના જેવી વિચિત્ર સ્થિતિમાં મૂકાયેલા અનેક મનુષ્યો આપણને અત્યારે પણ મળી આવે તેમ છે. કારણકે મનુષ્ય જે પ્રકારે પોતાનું આંતરજીવન નિર્ગમવા ઇચ્છતો હોય તે પ્રકારના અનુકૂળ સંયોગો પ્રાપ્ત નહીં થવાથી તેને બાહ્યજીવન છેક જૂદી જ રીતે નિર્ગમવાની ફરજ પડે એ વાત તદ્દન કલ્પનામાત્ર નથી. ઘણીવાર એવા મનુષ્યો જોવામાં આવે છે કે જેઓ પોતાના આંતરજીવનમાં પરમ સંયમી અને વૈરાગી હોવા છતાં બાહ્યદષ્ટિએ તેમને વૈભવી અને વિલાસી હોવાનું પોતાના જીવનદ્વારા પ્રકટ કરવું પડે છે. સ્વાધીનતાના પરમ મિત્ર ગણાતા અનેક યુવકોને નોકરીની મજબુત બેડીઓ પોતાના પગમાં નાંખવી પડે છે. બાળલગ્નના કટ્ટા શત્રુઓને પણ ઘણીવાર પોતાના ઘરમાં જ સમાજના કે પરિવારના દબાણથી બાળલગ્ન કરવાં પડે છે. નિરૂપાયે પોતાના આંતરજીવનથી વિરૂદ્ધ જીવન નિર્ગમવાનાં આવાં ઉદાહરણો સંખ્યાબંધ મળી આવે છે. પરંતુ તે ઉપરથી તેમના આંતરજીવનની અવગણના કરવી એ બુદ્ધિમાનોને માટે ઉચિત નથી. આંતરજીવનની સઘળી મહત્વાકાંક્ષાઓને ગમે તે ભોગે, ગમે તેટલી વિરૂદ્ધતાઓની સામે થઇ અમલમાં આણી શકે એવા નરવીરો જગતમાં દુર્લભ હોય છે. જે નરવીરોને આપણે યથાર્થ આંતરજીવન અનુસારે જીવ્યાનું માનતા

હોઇએ છીએ તેઓ પણ પોતાના આંતરજીવનમાં એટલા બધા ઉન્નત અને ગગનવિહારી હોય છે કે આપણે તેમના યથાર્થ આંતરજીવનને સંપૂર્ણ રીતે સમજી શકતા નથી અને તેથી જ તેમના બાહ્યજીવનમાં તેમના આંતરજીવનની સોળે કળા પ્રકટેલી હોવાનો નિશ્ચય કરી બેસીએ છીએ. વસ્તુતઃ આંતરજીવન બાહ્યજીવનરૂપે સંપૂર્ણપણે વ્યક્ત થઇ શકતું નથી. જેમને આપણે બાહ્યજીવનમાં પરમ યોગી કે ઋષિ-મુનિરૂપે સ્વીકારતા હોઇએ છીએ તેમના આંતરજીવનમાં ઉંડા ઉતરી તપાસ કરીએ તો ત્યાં તેઓ એટલા બધા ઉચ્ચ અને શિખરસ્થિત હોય કે આપણી દૃષ્ટિ અંત સુધી પહોંચી શકે નહીં. આંતરજીવનને સર્વાંશે બાહ્યજીવનમાં કિંવા વ્યવહારમાં ઉતારવું એ અશક્ય છે અને એટલા જ માટે અનુભવી પુરૂષો ગાઇ ગયા છે કે–"કથની કથે સહુ કોઇ, રહેણી અતિ દુર્લભ હોય." આંતર જેવું સંપૂર્ણ બાહ્ય બની શકતું હોત તો આજે સંસારમાં અને નંદનવનમાં કાંઇ ફેર રહેવા પામત ખરો?

આંતરજીવનમાં જે મહત્વાકાંક્ષાઓ અને ઉચ્ચાભિલાષો હોય છે તે જ્યારે બાહ્યજીવનનું સ્વરૂપ ધારણ કરવા લાગે છે ત્યારે આંતરજીવન પણ ક્રમે ક્રમે આગળ ગતિ કરતું જતું હોય છે. આપણે ક્યારે રમકડાની સાથે રમવાની શરૂઆત કરી હતી અને ધીમે ધીમે ક્યારે અને કેવી રીતે ઉચ્ચ પ્રકારના રમકડા–દ્રવ્યોની સાથે ખેલવાનું શરૂ કર્યું તે જેવી રીતે આપણે જાણી શકતા નથી તેજ પ્રકારે આંતરજીવન કેવી રીતે આગળ ગતિ કરતું જતું હોય છે તે તેજ સમયે આપણાથી જાણી શકાતું નથી. ચતુર્થ ગુણસ્થાનકવર્તી સમ્યક્ત્વધારી મનુષ્ય સમ્યક્ત્વના બાહ્યજીવનમા રહી દેશવિરતિ (પંચમ ગુણસ્થાનક) ના આભ્યંતરિક જીવનને ધારણ કરે છે અને તેજ રીતે પંચમ ગુણસ્થાનવર્તી શ્રાવકના દ્વાદશવ્રત પાળનાર તે સ્થિતિએ બાહ્યજીવનમાં રહીને છઠ્ઠા ગુણસ્થાનકના એટલે સર્વવિરતિપણાના આંતરજીવનને ધારણ કરે છે. છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાનકવાળો સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકનું આંતરજીવન વહેતો હોય છે. મતલબ કે વ્યવહારમાં મનુષ્ય જેવા પ્રકારનો હોય તેથી સહેજ અધિક યોગ્યતાવાળો તેના આંતરજીવનમાં હોય છે. આંતરજીવનની-સીડીનો એવો ક્રમ છે કે તે પોતે કેટલો ઉપર આવ્યો તે નીહાળી શકતો નથી–કિન્તુ તે પોતાની જગ્યાએ ઉભો રહી ઉપરના એક પગથીયા ભણી આતુર દૃષ્ટિ કરી તે પગથીએ પહોંચવાની વ્યાકૂળતા અનુભવતો હોય છે. જેમ જેમ એ ક્રમારોહણ વધતું જાય છે તેમ તેમ મહત્ત્વાકાંક્ષા પણ વૃદ્ધિ પામતી જાય છે. આવો એક સ્વાભાવિક નિયમ છે. એટલાજ માટે એક વિદ્વાને કહ્યું છે કે મહત્તા આવતી દેખાય છે, પણ તે સંપૂર્ણપણે આવી હોય એમ કોઇને લાગતું નથી.

મનુષ્યમાત્રની એ પવિત્ર ફરજ છે કે તેણે જેમ બને તેમ આંતરજીવન સુધારવાનો પ્રયત્ન કરવો. કેવળ બાહ્યજીવન સુધારવું એ નિરર્થક છે. આંતરજીવનમાં જે પ્રકારની ભાવનાઓ સંગ્રહિત થઇ હોય તે ભાવનાઓને અનુસરતું બાહ્યજીવન વ્યક્ત ન થતું હોય તો તેથી નિરાશ બની બેસવું એ ઉચિત નથી. આપણને લક્ષાધિપતિ બનવાનો કે મહાન્ યોગેશ્વર બનવાનો સંકલ્પ સ્ફુર્યો કે તુરત જ લક્ષાધિપતિ બની જઇએ એમ થતું નથી. કુદરતમાં અકસ્માત્ જેવું કદાપિ સંભવતું નથી જેને આપણે અકસ્માત્ કહીએ છીએ તે પણ અમુક નિયમાશ્રિત તો હોય છેજ. કુદરત કોઇ પણ પ્રકારના આંચકાને સહન કરી શકતી નથી. હઠયોગથી કે કદાગ્રહથી અકસ્માત્ બાહ્યજીવનને સુધારવા મથો તો કાચ

તેમ થયેલું તમે જોઇ શકો. પરંતુ આખરે એ અકસ્માત્ તેનો બદલો લીધા વિના રહેવાનું નહીં. આંતરજીવનમાં જે સુધારણા થાય છે અથવા તેમાં જે ભાવના પ્રવેશે છે તે પ્રાયઃ ક્રમપુરઃસર જ બને છે. આંતરજીવન આકસ્મિકપણે સુધરતું નથી. તેમાં સાધના, ઉદ્યોગ અને અધ્યવસાયની પગલે પગલે જરૂર પડે છે. જે વસ્તુ ક્રમશઃ વિકાસ પામે છે તે વસ્તુ વિશેષ સ્થાયી અને દ્રઢ બને છે. આંતરજીવનને એવું જ સ્થાયી અને દ્રઢ બનવા દ્યો. વખત જતાં બાહ્યજીવન એને અનુરૂપ બની જશે, બાહ્યજીવનને અનુરૂપ બનવું જ પડશે. બળાત્કારની કે હઠયોગની કશી જરૂર નહીં રહે.

આંતરજીવન ભાવનામય-વિચારમય-અભિલાષમય હોય છે. તે સંપૂર્ણપણે તેના પ્રવર્તકને-માલેકને આધીન હોય છે. બાહ્યજીવન સંયોગોને આધીન હોય છે. પ્રતિકૂળ સંયોગો હોય તો બાહ્યજીવનને પગલે પગલે આઘાત સહન કરવો પડે છે, આંતરજીવનના સબંધમાં તેમ નથી. મનુષ્ય પોતે ધારે તો પોતાના અંતઃકરણમાં દેવદુર્લભ સુંદર ભાવના-ઉદ્યાન ખીલવી શકે. સમાજ, જ્ઞાની, ધર્મ કે રાજ્ય તેને કંટકાચ્છિન્ન જંગલ જ ઉપજાવી કહાડવાની ફરજ પાડતું નથી. મનુષ્ય ધારે તો પોતાના અંતઃકરણને સમાનતા, મૈત્રી-કરૂણા અને સ્વાતંત્ર્યનાં સુંદર આભૂષણોથી સર્વાંગ સુંદર બનાવી શકે. બાહ્યજીવનમાં તે ગમે તેટલો પરાધીન કે દાસાનુદાસ હોય તો પણ આંતરજીવનને તેવુંજ નબળું-કાયર કે પામર બનાવવાની કોઇની તાકાત નથી કે આજ્ઞા કરી શકે. વચને કિં દરિદ્રતા ? આ કથન જો કે કપટ જાળનું સૂચક છે તો પણ તેમાં સહેજ ફેરફાર કરી એમ કેમ ન કહી શકાય કે અંતરે કિં દરિદ્રતા ? પ્રિય વાચક ! તારા વિચારોને નિર્બળ અને નિઃસત્ત્વ નહીં બનાવતાં પરમ પ્રબળ અને વેગવાન્ બનાવ ! અંતરમાંની સમસ્ત શિથિલતાઓને અને અનીતિઓને હાંકી કહાડવાનો પ્રયત્ન કર અને એ રીતે અધ્યાત્મનાં ઉચ્ચ આકાશમાં ઉડવાનો પ્રયત્ન કર. બાહ્યજીવનમાં એનાં લક્ષણો પ્રતીત ન થાય તો તેની દરકાર કરીશ નહીં. જેને તેવા જીવનની જરૂર છે, જેઓ તેવા ઉચ્ચ જીવનનું મહત્ત્વ આંકવા જેટલી ક્ષમતા ધરાવે છે તેઓ તને ગમે ત્યાંથી શોધી કહાડશે. જગત્ સુખથી કદાચ તારા આંતરજીવનની પ્રશંસા ન કરે તો તેથી નિરાશ થઇશ નહીં. અંતરના યથાર્થ જીવનને જીવનારાઓને જો કે તેવી કશી પરવા નથી હોતી એ અમે જાણીએ છીએ તોપણ દુર્દૈવવશાત્ એવી નિર્બળતા જ્યારે જ્યારે તને અનુભવાય ત્યારે ત્યારે પૂર્વના મહાન પુરૂષોનાં ચરિત્રોનું સ્મરણ કરી તેમના આંતરજીવનની આજે કેટલી અનુમોદના થાય છે તેનો વિચાર કરી ક્રમારોહણના માર્ગ તરફ ગતિશીલ બનજે.

વખત જતાં જગત આંતરજીવનની કદર કર્યા વિના રહી શકતું નથી. આંતરજીવનની પવિત્રતા એક એવી જ્વલંત શીણગારી છે કે તે સામાના હૃદયના સમસ્ત પાપોને ભસ્મીભૂત કર્યા વિના રહેતી નથી. માત્ર એક જ દ્રષ્ટાંત આપવું અત્ર બસ થઇ પડશે. નાટકમાં જ્યારે સીતાના હરણનો દશ્ય ખડો થાય છે અને દુષ્ટ રાવણ જ્યારે સીતાને બળાત્કારપૂર્વક પોતાની શય્યા સહચરી થવાની કઠોર આજ્ઞા ફરમાવે છે ત્યારે ગમે તેવા પરસ્ત્રીરત અને લંપટ પુરૂષોની આંખમાં પણ અશ્રુબિંદુઓ ભરાઇ આવે છે. રાવણના જેવો અન્યાય અને જુલમ વાપરનારા તટસ્થ પ્રેક્ષકો પણ એ વખતે નાટકના રાવણ ઉપર સખ્ત વાગ્બાણ છોડવા લાગી જાય છે. જોકે તેઓ પોતે જાણે છે કે પોતે નાટક જોવા આવ્યા છે,

પોતે શવણથા કોઇ રીતે અધર્મ-અન્યાયમાં ઉતરે તેવા નથી તોપણ આંતરિક પવિત્રતા પ્રત્યેનો તેમનો સ્વાભાવિક અનુરાગ તેમના મુખમાંથી ધિક્કાર અને ફિટકારના હૃદયસ્પર્શી વચનો બ્હાર કઢાવે છે. પરસ્ત્રી લંપટોની આવા પ્રસંગોમાં જેવી દશા થાય છે તેવી જ રીતે વિશ્વાસઘાતી અને મલીન જાતિના પરમ શત્રુઓની પણ તેવી જ દશા થાય છે. તેઓ પોતાના જીવનને અનુકૂળ વર્ત્તન નાટકના રંગ મંડળ ઉપર મૂર્તિમંતરૂપે જોવા છતાં તેવું જીવન ગાળનાર પ્રતિ ઉશ્કેરાઇ જાય છે. કારણ કે તેમના અંતરની સ્વાભાવિક મૃદુતા, કોમળતા અને ન્યાયપ્રિયતા તે વખતે અંદરથી પોકારી ઉઠે છે. આ આંતરજીવનનો સહજ પોકાર વાસનાના કે કામના પ્રવાહમાં તણાયા પછી તેઓ સાંભળી શકતા નથી એજ તેમનું કમભાગ્ય છે.

સારાંશ એ છે કે ગમે તેવો પાપી અને નીચ મનુષ્ય પણ આંતરજીવનની મહત્તા સમજી શકે છે. વાસનાઓની પ્રેરણાને આધીન થઇ મુખથી ગમે તેટલી નિંદા કરે તોપણ અંતઃકરણમાં તો તે આંતરિક ગુણોનો પુજારીજ હોય છે. જો તેમ ન હોત તો અનીતિવાન પાત્રના મુખમાંથી નીકળેલા શબ્દો સાભળી તે ઉશ્કેરાત નહીં. જેને હૃદય છે તે અન્ય હૃદયને ન સમજી શકે એમ બનતું નથી, જેને આત્મા છે તે અન્ય આત્માની ઉચ્ચતાને ન સમજી શકે એમ બનતું નથી. પ્રિય વાંચનાર ! આંતરજીવનમાં શ્રદ્ધા રાખો, એ જીવનને જેમ બને તેમ ઉચ્ચ-ઉચ્ચતર બનાવતા જાઓ, એ જીવનજ તમને આ ત્રિવિધતાપમય સંસાર સાગરની પેલે પાર લઇ જવામાં નૌકા સમાન કાર્યકર થઇ પડશે.

(નોટઃ—આ લેખ અમારા ખાસ અંક માટેનો ખાસ લેખ છે. પરંતુ સ્થાનાભાવને લીધે અમે તેમાં પ્રકટ કરી શકયા નથી તે માટે લેખક મુનિશ્રીની ક્ષમા યાચીએ છીએ.)

તંત્રી.)

## વણિકોની સાંપ્રત સ્થિતિ.

રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

ધર્મે કરીને ગુજરાતના વણિકોના મુખ્ય બે ભાગ પડેલા છે, શ્રાવક અને મેશ્રી અથવા જૈન અને વૈષ્ણવ. જૈન અને વૈષ્ણવમાં પેટા પથો છે, અને તે શિવાય શિવમાર્ગી, પ્રણામી વગેરે પંથોને માનનારા કેટલાક વણિકો જોવામાં આવે છે. વાણિયામાં અનેક નાતો, સંઘા કે પોળ છે. કેટલીક નાતોમાં શ્રાવક ( શ્વેતાંબરી ), ઢુંઢીઓ દિગંબર (એમ જૈન) ને મેશ્રીમાં વૈષ્ણવ અને સ્વામીનારાયણ ) એ ત્રણે ધર્મ ચાલે છે, તે છતાં તેઓ માંહોમાંહે ખાવા પીવાનો અને કન્યા આપવા લેવાનો વ્યવહાર રાખે છે, તેમ કેટલીકવાર એક નાતની કન્યા બીજી નાતમાં પણ જાય છે, પછી ભલે તેમના ધર્મ જુદા હોય. કેટલીક શ્રાવક મેશ્રીની નાતો એક બીજાથી અલગ રહેનારી પણ છે; એમ છતાં સર્વ જાતના વણિકોના સામાજિક રીતરિવાજ બહુ ભાગે સરખા છે, અને તેમના વેપાર રોજગાર પણ મળતા છે.

વણિકોનો મુખ્ય ધંધો વેપારનો છે. વણિક-વાણિયા શબ્દજ ( वणिज्, वाणिज्य, वाणिज्य ઉપરથી ) વેપારી-વેપાર કરનાર અર્થ સૂચવે છે; એમ છતાં તેઓ પરાપૂર્વથી

આપણે પ્રથમ સામાજિક સ્થિતિ તપાસીએ. વાણિયાની ૮૪ નાતો વિમળ પ્રબંધમા ગણી બતાવી છે, તેથી તે પાચસે સાતસે વર્ષથી ચાલી આવેલી જણાય છે તેમા દશા વિશાનો ભેદ બતાવ્યો નથી, અને તે પછી જે સ્થાને ફરીને એકડા બંધાવાથી, તડો પડવાથી કે ધર્મને લઇને જે ભાગના પડી ગયા છે તે ગણતા સખ્યા ઘણી મોટી થઇ જાય છે નાના નાના વાડાવાળી લેવાથી કન્યાઓની અછત થઇ છે, લાયક જોડા બાંધી શકાતા નથી, કજોડા કરવા પડે છે કે વાંઢા મરવુ પડે છે, કન્યા વિક્રય અને સાટા તેખડા થાય છે બાળલગ્ન કરવા પડે છે અને સસાર સુખ જોઇએ તેવુ પ્રાપ્ત થતું નથી. લગ્નાદિ સબધમા દશાવિશા, શ્રાવક મેશ્રી, કે સ્થળાતરનો તફાવત શા માટે ગખવો જોઇએ ? નાતો સુધારવા માટે પરિષદો ભરવામા આવે છે, પણ તેનું જાણવા લાયક પરિણામ ભાગ્યેજ આવે છે નાતના શેઠીઆ ગરીબ લોકોને કચરી મારે છે તેની કોઇ દાદ ફરિયાદ સાભળતું નથી. આપણે ખોડા ઢોર માટે પાંજરાપોળો કાઢીએ છીએ, પણ આપણા ભૂખે મરતા નાતીલા કે દળણા ખાડણા કિંવા મહેનત મજુરી કરીને પેટ ભરનારી વિધવાઓ માટે કંઇ કરતા નથી કોઇ કોઇ નાતમા કેળવણી માટે નાના ફંડ કે વસતિ ગૃહો સ્થપાય છે, પણ તેથી જોઇએ તેવુ પરિણામ આવનાર નથી ઉંચી કેળવણીને માટે મોટી થાપણોની જરૂર છે બિનરોજગારીને ઉદ્યમે લગાડવા માટે નાણાની સોઇ જોઇએ. જો આમાનુ કંઇ ન કરવામા આવે તો પછી નાતોનો ઉપયોગ કેવળ કન્યા આપવા લેવા ને જમવા જમાડવા જેટલોજ રહે છે

શહેરોમા વાણિયા લક્ષાધિપતિ કે ક્રોડાધિપતિ હોય છે, પણ તેની સખ્યા એટલી જુજ છે કે તે અપવાદ રૂપ ગણાય ગામડામા જાઓ અને ત્યા વાણિયાની સ્થિતિ બારીકીથી તપાસો દેશી કારીગરી નષ્ટ થતા તે ઉત્પન્ન કરવામા જે ધન વાણિયાનુ રોકાતું તે બધ પડયુ, હાથની કારીગરી સચાની કારીગરી સાથે ટકી શકે નહિ વિદેશી માલ દેખીતો સસ્તો ને સારો લાગતા તેનો મોહ વધ્યો, એટલે દેશના ધધા બધ પડવા લાગ્યા. નવા કાયદા કાનુન ને અદાલતોએ તથા લોકોની બુદ્ધિ બગડતા ધીરધારનો ધધો મૃત્યુપ્રાય થયો, અગર જે થોડો ઘણો ચાલે છે તેમા કસ રહ્યો નથી વાણિયાને માત્ર માલની આપ લે કરવાનો ધધો રહ્યો છે તો પણ મોટા પાયાપર મૂડીને અભાવ ન હોવાથી મળતર ઝાઝુ થાય નહિ. કેટલાકને કોથળા કરવા પડે છે અને કેટલાક સો પચાશની ગુમાસ્તી કરી દહાડા કાઢે છે એ કમાઇ એક પટાવાળાની કમાઇ જેટલી ગણાય, તેમા વળી કહેવાય ઉજળી વર્ણ એટલે કપડા લત્તા ઠીક પહેરવા પડે, ઘર પણ સારૂ રાખવુ પડે, અને વરા વાજન કરવા પડે, તેથી તેમની કેવી અવસ્થા થતી હશે તેની અટકળ પણ થઇ શકતી નથી. વાણિયાના દિકરાથી અમુક ધધાજ થાય, એટલે બીજા ધંધા કરી ન શકાય ઉંચી પ્રતિનુ જ્ઞાન મેળવ્યા વગર સારી નોકરી મળી શકે નહિ, તેથી દશ પદર રૂપરડીની નોકરી પત કરવી પડે, અને પેટ છોકરા પડયા હોય તો આવા હડહડતા મોંઘવારીના વખતમા બિચારાના માઠા હાલ થાય

જો વાણિયાઓને ઉંચી દશામા આવવુ હોય તો તેમણે હરેક રીતે ચડતી કેળવણી લેવી જોઇએ આ ચડસા ચડસીના સમયમા તે વગર મોટી નોકરી કે બારે વેપાર થઇ શકે એમ નથી તેમણે શાસ્ત્રીય જ્ઞાન મેળવીને નવા નવા કારખાનામા પડવુ જોઇએ, અને પૈસાદાર લોકોએ ભડોળ ભેગુ કરીને નવી તરેહના કારખાના કાઢી તેમા એવા ભણેલાઓને રોકવા જોઇએ વિશેષ જ્ઞાન મેળવવા વિલાયત જવાની ઇચ્છા રાખનારને નાણા

ધીરવાની પેઢીઓ ઉઘાડવી જોઇએ (કેમકે શિષ્યવૃત્તિઓ બહુ આપવાનું લોકોથી બની ન શકે), પરદેશ સાથેના વેપાર રોજગારમાં જોડાવું જોઇએ. 'સાહસિક બની દેશે દેશ ફરવું જોઇએ, અને આપણો કયો માલ ક્યાં પોસાશે કિંવા કયા દેશનો કયો માલ આપણા દેશના ખપનો છે તે શોધી કાઢી તેને લગતો વેપાર કરવો જોઈએ. આવી તરેહના ઉદ્યમ કર્યા વગર વાણિકોની દશા વળવાની નથી. તેમનામાં ઓધે ઉતરેલાં વેપારીનાં લક્ષણ હોય છે, ઉમર થઇ કે જૂદો વેપાર કરવાની રૂચી થાય છે, આપકર્મી થવાની અભિલાષા હોય છે, ભીખ માગવી પસંદ નથી, તેમ રસોઇઆ ચાકર જેવું હલકું કામ તેમને ગમતું નથી, તેથી તેઓ લાયક થાય ને આશરો મળે તો સારી સ્થિતિમાં આવ્યા વગર રહે નહિ.

(નોટઃ—આ લેખ અમારા ખાસ લેખ માટે સૌથી પ્રથમ આવ્યો હતો અને તે ઉપયોગી હોઇ આગળના ભાગમાં રાખવા નધાર્યું હતું પણ તે ધારણા પાર ન પડી તે માટે લેખક મહાશય અમને માફ આપશે. તંત્રી)

## છોકરાંઓ માટે વધારે પૈસા રાખી જવાથી થતી ખરાબી.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર.

પોતાનાં છોકરાંઓ માટે જોઇએ તે કરતાં વધારે દોલત મૂકી જવી એ તેઓને નાલાયક બનાવવાનું સાધન સોંપી જવા બરાબર છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતા વધારે પૈસા આપી જવા એ તેઓને સેતાનના હાથમાં સોંપી દેવા જેવું છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે વારસો આપી જવો એ તેઓને પાપમાં નાંખવા જેવું કામ છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓના પુરૂષાર્થને તોડી પાડવા જેવું કામ છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓમાંથી માણસપણું ઓછું કરી નાખવા જેવું કામ છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણી જાતના દુર્ગુણો આપી જવા બરાબર છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણી જાતના ગુન્હાઓ કરવાનું મેદાન આપવા જેવુ છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓની કુદરતી બુદ્ધિને ખીલતી અટકાવી નાંખવા જેવું કામ છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને દુનિયાના સાધારણ લોકોના મ્હોટા ભાગમાંથી નાત બહાર કરી મૂકવા જેવું કામ છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણી જાતનું બહિકપણું (?) આપી જવા બરાબર છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને અર્ધું નાસ્તિકપણું આપી જવા બરાબર છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને મિથ્યા અભિમાની સોંપી જવા બરાબર છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને આળસુના પીરનો વારસો આપી જવા બરાબર છે. પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને અમલદારોના ખુશામતીઆ

બનાવવા જેવું કામ છે. પોતાના છોકરાંઓને જરૂર કરતા વધારે પૈસા આપી જવા એ તેઓને વગર મફતના કજીયાખોર બનાવવા જેવું કામ છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓની લાગણીઓને બુઠ્ઠી બનાવી નાંખવા બરાબર છે. પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ખોટા આડંબર ને વગર જરૂરની મોજમજા આપી જવા બરાબર છે. પોતાના છોકરાઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને ઘણી જાતના રોગો આપી જવા જેવું છે, પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓની અપકીર્તિ આપી જવા જેવું છે. અને પોતાના છોકરાંઓને જરૂર કરતાં વધારે પૈસા આપી જવા એ તેઓને મ્હોઢામાં મ્હોટા શ્રાપ આપી જવા બરાબર છે. કારણ કે જ્યારે હજારો ગરીબ માણસોના હકો લુંટી લેવામાં આવે ત્યારેજ એટલી મ્હોટી દોલત મેળવી શકાય છે. અને હજારો લાયક હકદારોના હક ન ચુકવાય ત્યારેજ એ દોલત પોતાનાં છોકરાંઓ સારૂ રહી શકે છે. માટે જરૂર કરતાં વધારે દોલત કે જેની ઉપર હજારો હકદાર જીવોનો હક છે તે દોલત પોતાના છોકરાઓને પાપરૂપ થઇ પડે એમાં નવાઇ શું? એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે, પોતાનાં છોકરાઓને જરૂર કરતાં વધારે દોલત આપી જવી એ તેઓને નરકની ટીકીટ આપી જવા બરાબર છે. માટે ધર્મને જાણવાવાળો કોઇ પણ માણસ આવું મ્હોટું પાપ કરે નહિ, પણ એવા ડાહ્યા માણસો તો પોતાના છોકરાંઓને

## સાચો વારસો

આપી જાય છે. અને તે એજ છે કે, તેઓ પોતાનાં છોકરાઓને ઉંચી જાતની કેળવણી આપે છે. પોતાના છોકરાંઓને સદ્દગુણો શીખવે છે. પોતાનાં છોકરાંઓને હુન્નર કળાનાં કામો શીખવે છે. પોતાનાં છોકરાંઓને ધંધા રોજગારમાં લગાડી જાય છે. પોતાના છોકરાઓને ઉદ્યોગી બનાવે છે. અને પોતાનાં છોકરાંઓ માટે પોતાની ચોકખી નીતિનો, પોતાની પરમાર્થ વિષેની મ્હોટી કીર્તિના લાગવગનો, અને ગરીબોના આશીર્વાદનો વારસો મૂકી જાય છે, પણ જરૂર કરતાં વધારે ધન મૂકી જતા નથી. કારણ કે તેઓ એમ સમજે છે કે, ધન છે એ માયા છે, અને માયાને તો ઋષિ મુનિયો પણ જીરવી શક્યા નથી, તથા અમારો પણ હજી સુધી એમાંથી મોહ છુટતો નથી, તેથી અમે અમારા પોતાના કલ્યાણ સારૂ પણ છુટથી તેને ખરચી શકતા નથી, ત્યારે એ ભગવાનની મહામાયા ને અમારાં બાળક કે જુવાન છોકરાંઓ કેમ જીરવી શકે? નજ જીરવી શકે. અને તેમ છતાં તેઓના હાથમાં માયા સોંપવી એ તો વાંદરાના હાથમાં તરવાર સોંપવા જેવું છે. એમ વિચારીને અનુભવી માણસો પોતાનાં છોકરાંઓને જરૂર કરતાં વધારે ધન આપી જતાં નથી, પણ તેઓને પોતાના સદ્દગુણનો વારસો આપી જાય છે, તથા ધંધા રોજગારમાં લગાડી દે છે. અને પોતાનું ધન તો પોતાની હયાતીમાં પોતાને હાથે કરીને પરમાર્થ માંજ ખરચી નાખે છે. કારણ કે જે માણસ પોતાની ફરજ શું છે? તે સમજે, ધનની કિંમત શું છે? તે સમજે. ધન કેટલી હદ સુધી કામનું છે? તે સમજે. ધનનો ઉપયોગ શું છે? તે સમજે. અને અહિં પૈસા મૂકીને મરી જવું ને અનંતકાળના રસ્તામાં ખાલી હાથે ચાલ્યા જવું એ કેટલી બધી મ્હોટી નાલાયકી છે? એ સમજે, તે માણસ પરમાર્થ ન કરે તો બીજું શું કરે? એ માણસ ધનને કેમ રાખી શકે? કારણ કે તેને તો એમ લાગી જાય છે કે, ઓર્દુ

ધન હોય તે છાણના ઢગલા જેવું છે. અને જો છાણનો ઢગલો એકજ ઠેકાણે ઘણીવાર સુધી પડયો પડયો સડયા કરે તો તેમાંથી દુર્ગંધી નીકળ્યા વિના રહેજ નહિ, તથા તેમાં જીવડાં પડયા વિના રહેજ નહિ, પણ જો એ છાણને છૂટું છૂટું કરી નાખીને ખાતર તરીકે ખેતરોમાં વાપર્યું હોય તો તે ખેતરોમાંથી મ્હોટા પાક ઉતરી શકે છે. તેમજ જો ધનનો પણ એકજ ઠેકાણે ઢગલો કરી રાખ્યો હોય અને તેનો કાંઇ ઉપયોગ ન થતો હોય તો તેમાંથી ઘણી જાતની લાલચો, ઘણી જાતના કજીઆઓ, અને ઘણી જાતનાં પાપો થાય છે. પણ જો એજ ધનને જુદા જુદા પરમાર્થના કામોમાં વાપર્યું હોય તો એમાંથી બહુજ મ્હોટા લાભ મેળવી શકાય છે. માટે અસલના ઋષિ મુનિયો પોતાની પાસે જરૂર કરતાં વધારે ધન રાખતા નહિ. એટલુંજ નહિ પણ બીજા શેઠ શાહુકારો તથા રાજા મહારાજાઓ પણ પોતાનાં છોકરાંઓને જરૂર જેટલું ધન આપી બાકી વધારાનું ધન પોતાને હાથે પરમાર્થમાં ખરચી નાંખતા હતા, અને ધનને લીધે થતી ઉપાધીઓમાંથી છૂટીને ઘડપણની અવસ્થા શાન્તીમાં ગાળતા હતા. કારણ કે તેઓ એમ સમજતા કે, ધનને રાખી મૂકવાથી કાંઇ મુક્તિ મળે એમ નથી, પણ પોતાને હાથે કરીને ધનને ખર્ચવાથીજ કલ્યાણ થઇ શકે તેમ છે; છતાં પણ જો ધનને ખરચીએ નહિ ને રાખી મૂકીએ તો એ કરતાં વધારે મ્હોટી મૂર્ખાઇ બીજી કઇ ? ધન રાખીને મરી જવાથી કાંઇ તૃષ્ણા મટે એમ નથી પણ એથી તો ઉલટી તૃષ્ણા વધતી જાય છે, અને ધનને ખર્ચવાથી તો અંતરનો દિલાસો મળે છે; છતાં પણ જો અમારે હાથે કરીને અમે પરમાર્થનાં કામોમાં અમારૂં ધન ખરચીએ નહિ તો પછી એ કરતાં વધારે ખરાબી બીજી કઇ ? અમે જાણીએ છીએ કે, જો છોકરાંના નશીબમાં ધન હશે તો અમે તેઓ સારૂ થોડું ધન રાખ્યું હશે તેમાંથી પણ ઘણું ધન થઇ પડશે, અને જો તેઓના નશીબમાં ધન નહિ હોય તો તેઓને માટે અમે ઘણું ધન રાખ્યું હોય છતાં પણ તેઓ દીવાળાં ફૂંકશે. કારણ કે છોકરાંઓનાં નશીબ છોકરાંઓની સાથે છે, છતાં પણ જો છોકરાંઓને વધારે ધન આપી જવા સારૂ કરીને અમે પરમાર્થનાં કામો કરીએ નહિ ને ધરાર નરકમાં જઇએ તો એ કરતાં વધારે નાલાયકપણું બીજું કયું ? અમે નજરે જોઇએ છીએ કે, જે શ્રીમંતો પોતાનાં છોકરાંઓ સારૂ જરૂર કરતાં વધારે ધન મૂકી જાય છે, તેઓમાંથી ઘણાંનાં છોકરાંઓથી કાંઇ પણ શુકરવાર થતો નથી પણ ઉલટી તેઓની ઘણી જાતની બહુ ખરાબી થાય છે. માટે હે સજજનો ! છોકરાંઓ સારૂ ઘણું ધન મુકી જતાં પહેલાં સંભાળજો. અને તમારે હાથે કરીને તમારા ધનનો કાંઇક સદ્‌ઉપયોગ થાય અને જીંદગીની સાર્થકતા થાય તેમ કરજો એજ અમારી વિનંતિ છે. અને બહુજ કડવું લાગે તેવું છે છતાં પણ સત્ય છે માટે કહેવું પડે છે કે, જો એમ નહીં કરો તો તમને નરકની ટીકીટ લેવી પડશે, અને તમારાં છોકરાંઓને રોગ, ચીંતા, કુટુંબ કલેશ, કોર્ટ, ચોર ને અગ્નિનો ભય લાગ્યા કરશે, અને સટ્ટામાં કે વકીલ ડાક્તરો દોલત ગુમાવવી પડશે. તમારાં બાળકોની એવી ખરાબી ન થાય માટે જરૂર જેટલી દોલત તેઓને આપજો, અને બાકી વધારાની દોલતનો તમારા હાથે કરીને દેશોન્નતિના કામોમાં સદ્‌ઉપયોગ કરજો. એજ અમારી ભલામણ છે.

# જીવનમાં આનંદ ને પરમાનંદ ક્યાં છે ?

( લેખક—લાલન. )

આ સંસાર ચિત્રરૂપ છે. તેમા માનવ સંસાર વિચિત્ર છે. જીવન જેને સામાન્યત. જીવન કહેવામા આવે છે. તેને એક છેડે મૃત્યુ તો બીજે છેડે જન્મ જોવામાં આવે છે. મરણની શોકગ્રસ્ત પોકો ચિત્તને ફાડી નાંખે છે, જન્મોત્સવના ધવલમંગળો ચિત્તમાથી ઉત્સાહને ઉભરાવી નાખે છે. ચિત્રતા તો એજ આમાં છે કે કોઇ વેળા નિકટ પડોશીઓમાં આ દુઃખકર અને સુખકર દેખાવ જોવામા આવે છે. સુહૃદયના અંતઃકરણ જેમ ચીરાય છે તેમ તેમનાજે હૃદયમાંથી હર્ષ ઉભરાય છે. હા. પરંતુ જેમાં દુઃખની ઉંડી ઉંડી ઓટો નથી, અને સુખની ઉંચી ઉંચી ભરતી નથી એવું જીવન માનવજીવનમાં એ બન્ને અવસ્થાની વચ્ચે વિલસે છે. કોઇ કોઇ વેળા તેમા પણ અન્ય પ્રેક્ષકને આધિઓના તરંગો, વ્યાધિઓના મોજાઓ, અને ઉપાધિઓના ઉછાળા દેખવામાં આવે, અને સહન કરનાર ખિન્ન પણ દેખાય, તેમજ આધિઓને બદલે મનોગમ ઉત્સવ લહરીઓ, વ્યાધિઓને સ્થળે સૌંદર્યવતાં આરોગ્યોના સભવો અને ઉપાધિઓને સ્થાને શાંત સમાધિના પ્રમોદો પણ જોવામા આવતા ભોગવનાર આનંદમા પણ જોવાય, તથાપિ એ સહનાર કે ભોગવનાર વસ્તુતઃ તેવો હોતો નથી. હા, તેનાં બાહ્ય ચિન્હો ઉપર મુજબ થતા જોવામાં આવે છે ખરાં. સમુદ્રમાં ભરતીઓટ થાય છે, પણ શાંત સમુદ્ર ( પેસિફિક સમુદ્ર ) માં ઉંચા જન્મથી હર્ષ નથી અને નીચા મરણથી એ જીવનમા શોકની પણ ગમ નથી, પરંતુ સમાન જીવનનો આનંદ અનુભવાય છે. આ જીવનમા—આ મધ્યવર્તી જીવનમાં જ સંયમ કરનાર શરીરના મરણ જન્મના બન્ને છેડાની પાર પોતાના જીવનને આ માનવ સંસારમાં જોવા પામી શકે છે. સયમ દર્પણમા જન્મની પેલી મેર આદિ વગરનું, અને મરણની પેલી મેર અંતર વગરનું તેના દેખવામાં આવતાં આ આખું જીવન તેનું આનંદરૂપ બની રહે છે. આ આનંદ કર્મમાં સંયમ કરનારને હોતો નથી, પણ ચૈતન્યમા—સંયમ કરનારા—સંયમી જનો પરમાનંદ પણ અનુભવે છે.

ત્યારે જે વિના સંયમે કે વિના વિચારે જીવનને ઉપર ઉપરથી જોઇ તેના મરણનેજ દેખે તે એકાંતવાદી કાણા નથી; જેને તે અનિત્યજ ભાસે તે એકાંતવાદી નથી ? તેમજ જે જન્મનેજ જુએ છે તે પણ એકાંતવાદી એકાક્ષી નથી ? જેઓ આધિનેજ દેખે તે રતાંધળા, જેઓ મનોગમતાનેજ જુએ તે દિનાંધ, જેઓ વ્યાધિનેજ દેખે તે કમળાવાળા, જેઓ આરોગ્યતાને દેખે તે આંખમા ફૂલાંવાળા, જેઓ ઉપાધિરૂપ જીવનને નિહાળે તે આંખે પડળવાળા, જેઓ આનંદરૂપે તેને પેખે તે આંખે ચશ્માવાળા હોય તેવા નથી દેખાતા ? આ પ્રકારે જેઓ મરણને કે આધિ-વ્યાધિ-ઉપાધિને જોનારા, તેમજ જન્મને કે મનોગમતા, આરોગ્યતા કે અલંકારના જીવનમાં દેખે છે તે ઉભય એકાંતવાદી અજૈનદર્શની જેવા લાગે છે. પરંતુ આ ઉભયપક્ષને દેખનારાજ માનવ સંસારમાં અનેકાંતવાદી કે

સ્યાદ્વાદી કે જૈન દર્શની છે એમ માનવું જોઇએ. જીવન નિત્ય નથી તો હર્ષ શા માટે જોઇએ, જીવન તેમ અનિત્ય પણ નથી તો શોક શા માટે તાણી લાવવો ઘટે ? આ અવસ્થાએ ચડેલ સર્વગી જોઇ શકશે કે આત્મઉપયોગ એજ જીવન છે. માનવ સંસારમાં પાપકર્મમાં પડેલા આધિ-વ્યાધિ-ઉપાધિ ને ચરણથી ત્રાસે છે, પુણ્ય પથે ચડેલા જન્મ, લગ્ન, સ્નેહ અને સાનથી હસે છે, અને આનંદ તો સમતામાં-આત્મજીવનમાં ભોગવાય છે. જેમ સંસારમાં પાપરૂપ કષાય ( કષાય ) છે, તેમજ સંસારમાં પુણ્યરૂપ રક્ષક પણ છેજ, જેમ સંસારમાં બંધનરૂપ વિષયો ( વિષો ) છે, તેમ સંસારમાં મુક્તિરૂપ અમૃત પણ છે. મોહ મુઝવે, પણ જ્ઞાન ઉત્સાહવાન્ બનાવે, ક્રોધ, માન, માયા, લોભ, કામ, ભ્રાંતિ પ્રાણહારકો છે. ક્ષમા, નમ્રતા, સરલતા; સંતોષ, બ્રહ્મજ્ઞાન પ્રાણદાતકો પણ છે, જન્મમરણના ઉભય છેડાઓની વચ્ચે રહેતુ જીવન ક્ષણિક એક પક્ષે નથી, તેમ બીજે પક્ષે શાશ્વત પણ નથી પણ લગભગ સો વર્ષનું તો હોય ખરૂં, પરંતુ *અધ્યાત્મદર્પણમાં જોતાં આવડે તો જીવન અનાદિ અનંત છે. માનવજીવન આમ આનંદરૂપ છે, પરંતુ સંયમથી જીવનને અનુભવતાં તે પરમાનંદ પણ અહીંજ દેખાય છે. શરીરના જન્મ મૃત્યુની વચ્ચમાં રહેલા જીવનને જ્ઞાનપ્રકાશે જોતા માનવ જીવનરૂપ વૃક્ષને શાંતિરૂપ બીજ, સંવેગરૂપ મૂળ, નિર્વેદરૂપ થડ, કરુણારૂપ જલ, આસ્તિક્ય કે સમ્યક્ત્વરૂપ રસ, અણુવ્રતરૂપ પત્ર, મહાવ્રતરૂપ મોહોર, અને "શિવ"રૂપ ફલ પણ આ માનવ સંસાર સુભૂમિમાં ઉગતા, રહેતા, વધતાં જોવામાં આવે છે. ધર્મ-રક્ષા પુનઃ પણ માનવજીવનને આકર્ષે છે; પાપ પુન મનુષ્યજીવનને મરણથી પછાડી તિર્યંચમાં ફેકી દે છે. વિશેષ પાપ નરકે, અતિ પાપ નિગોદે લઇ જાય છે. વિશેષ-પુણ્ય-ધર્મ રક્ષા સ્વર્ગે ચડાવે છે, અને સંયમે શિવ પણ માનવજીવનમાં આવી ભેટે છે. આમ સંસાર ચિત્ર છે, તે માનવસંસાર વિચિત્ર છે, અને તેમાં આનંદ વિચારે છે, પરમાનંદ સંયમે છે.

---

## વિનોદ વિલાસ.

( લેખક—મોરચોર- 'રમુજી' )

[ ગતાંકમાં ' વિનોદ વિલાસ ' ની ગેરહાજરીને સબબે કેટલેક સ્થળેથી અમને તે સંબંધમાં પૃચ્છા થઇ છે. મોરચોર ' રમુજી ' ને લડાઇમાં ઉતરવાને હાજર થવાનો હુકમ મળ્યો તો નથી ? એવી શંકા કેટલાએક કદરદાન વિનોદી ગૃહસ્થોને થઇ છે એ શંકા નિવારવાને માટે અમને ખુલાસો જરૂરતો છે કે મોરચોર ' રમુજી ' હૈયાત છે, એટલુંજ નહિ પણ હિંદમાં-અમારી પાસે અને તમારી સેવામાં હૈયાત અને હાજર જ છે. પરંતુ ગતાંક સમયે છાપાના ભૂતે તેમને મારી નહિ આપવાથી-અને તે વખતે છાપાના ભૂતને સીમામાં ઉતારનાર [illegible] મોરચોર 'રમુજી' ને આપની સેવા કરવાની અમૂલ્ય તક ગુમાવવી પડી જે [illegible] મોરચોર ' રમુજી ' [illegible] પ્રદર્શિત કરાય છે તેને ઉપરના ખુલાસાથી દીલાસો લેવાનું સૂચવીએ છીએ. ] —તંત્રી.

× × × × × × ×

---

* એટલે દર્શન કે ધારણાથી, "જ્ઞાન કે ધ્યાનથી અને ચારિત્ર કે સમાધિથી" જોવામાં આવે.

આખી દુનિયામાં ચારેકોર ભારે લડાઇ ચાલતી હોય ત્યારે હિંદુસ્થાનમાં ન ચાલે તે કેમ ચાલે? ભલેને પછી બીજુ કોઇ બ્હારનું ન મળે તો અંદર અંદર જ! તલ્વાર ન મળે તો જીભથી જ!! ગોળા ન મળે તો ગાળોથી!!! બોમ્બ ન મળે તો ચોપાનીયાઓથી!!!! પણ લડાઇ કર્યા વગર કાંઇ ચાલે! હિંદવાસીઓમાંથી શું લડાયક ખમીર ખુટી ગયુ છે? ઉલટું, હિંદીઓનું ખમીર તો યુરોપિયન પ્રજા કરતાં પણ એટલા વધારે પ્રમાણમાં જુસ્સાદાર છે કે ભલેને એક વાત નમાલી કે છોકરવાદી હોય તો પણ લડવામાં જરા પણ આંચકો ખાય નહિં કે પાછી પ્હાની ભરે નહિં! ભલેને પછી 'મીંયાભાઇની ઢાલ' વાળી વાત હોય તો પણ "ઢાલની બન્ને બાજુ" જોવાની તસ્દી લીધા વગર જ બન્ને જણા સામસામા ગાળાગાળી ને મારામારી ચલાવવામાં જરાપણ હઠે નહિં!! બાપુ! હિંદ તો શુરવીરોની ભૂમિ છે. આગલા જમાનામાં હિંદમાં ઘેરેઘેર અને શેરીએ શેરીએ વીરનરો નિપજતા અને આથડેલા હતા. તેવા વીરનરોના વંશજ અને તેમાં પણ ખાસ કરીને ક્ષત્રીયવંશી કોમોનો જુસ્સો તો લડાઇનું નામ સાંભળતા ઝાલ્યો ઝલાય ખરો? નહિં જ! જૈનો પણ સીદ્ધે સીદ્ધા ક્ષત્રીયવંશી ખરા કે નહિં! એટલે તેમને પણ લડાઇની અસર લાગ્યાવિના ન રહી; તે એટલી હદ સુધી કે પવિત્ર પર્વાધિરાજ પર્યુષણ પર્વને નિમિત્તે બન્ને ગચ્છો બાંય ચડાવીને મયદાને જંગમાં ઉતરી પડયા! જાણે પર્યુષણ પર્વ તે બાપદાદા તરફથી વારસામાં મળેલી મીલ્કત હોય તેમ તેના ભાગલા કરવા તૈયાર થઇ ગયા અને એક ગચ્છે ૫૦ દિવસે પર્વને કબ્જે કરી ઉજવ્યા પણ ખરા! શાહાબાશ! એતું નામ તે ભડવીર!!

× × × × × ×

પણ બીજા ગચ્છવાળા કાંઇ કાચા નહિં હોં! તે પણ (પોપૈયા જેવા) પક્કા ખરા. ધરાસાર તેમણે ૭૦ દિવસને હિસાબે જ પર્વ ઉજવ્યા. તેમની મુખ્ય દલીલ એ, કે અધિકો માસ નપુંસક ગણાય તેથી તેના રાજ્ય દરમ્યાન પર્વ ઉજવાય નહિં! વાહ! દલીલ તો જબરજસ્ત!! કારણ કે નહિં તો 'યથા રાજા તથા પ્રજા' નો નિયમ લાગુપડવાની ધાસ્તી રહે ખરી!!! પરંતુ અમને શંકા એ થાય છે કે ધાર્મિક પર્વો ઉજવવામાં વળી મહિનાની નપુંસકતા આડે આવે ખરી? બીજું અધિક માસ તે નપુંસક કે પુરૂષોત્તમ? જે માસને જૈનો નપુંસક કહે છે તેજ માસને જૈનેતર હિંદુઓ પુરૂષોત્તમ કહી ધાર્મિક ક્રિયામાં જ વ્યતીત કરે છે. બીચારા જૈનોને એ માસમાં ઉપવાસ અને એકાસણા કરવામાં પણ બાધ લાગે છે! કેટલો ફેર!! જૈન અને જૈનેતર હિંદુઓની વચ્ચે ફેર પડે તે તો જાણે ઠીક પણ શ્વેતાંબર શ્વેતાંબરમાં પણ પર્વાધિરાજનાં સમય પરત્વે ફેર! તપગચ્છ અને અંચળ ગચ્છનાં પર્યુષણ જુદા એટલે ગુજરાતી અને કચ્છીઓમાં પણ ફેર!!

× × × × × ×

પરંતુ આ ભારતવર્ષમાં એ કાંઇ આશ્ચર્યની વાત નથી. સર્વેને પોતપોતાના ઘરની ત્રિરાશી બાંધી હિસાબ કરવાની છુટ હોવાથી તેમજ હિંદીઓ બધા અફલાતુન ખુગોળવેત્તા અને ગણીતશાસ્ત્રી હોવાથી જેમ તાળો મળ્યો તેમ લગાવી–દાખલાનાં જવાબમાં જુદા પડવામાંજ સરસાઇ ભોગવતા હોય તેમ લાગે છે. હિંદુઓમાં શૈવ માર્ગી અને વિષ્ણુ પંથીઓની એકાદશીમાં ફેર! જૈનોમાં શ્વેતાંબર દીગમ્બરનાં પર્યુષણમાં ફેર!! પારસીઓમાં કદમી અને શહેનશાહીની પતેતીમાં પણ ફેર!!! મુસલમાનોમાં વ્હોરા અને બીજા મુસલ-

માનોનાં મહોરમ અને રમઝાનમા ને ઈદમાં પણ ફેર!!! ફેર ફેર ને ફેર!!! ભાઈ, આવા ફેરના દાખલા આપતાં હવે તો મને પણ ફેર આવે છે.

× × × ×

પરંતુ ફેર એટલો ફેર! હિંદુસ્થાન અને યુરોપની વચ્ચે–East અને West ની વચ્ચે ગજબ ફેર!! જો યુરોપના કોઇ દેશમાં હાલના જમાનામાં તમારા ગચ્છોની વચ્ચે જેવા ઝગડા ચાલે છે તેવા ચાલે તો યુરોપિયનો શું કરે તે તમને ખબર છે? દોડાદોડ કરતાને દોડતા જાય દેવળમાં અને બીશપ બાપાનો હાથ પકડીને કહેશે કે મહારાજ, જરા ખુલાસા કર દીજીયેગા! સંતોષકારક ખુલાસો થાય તો ઠીક છે; પણ ન થાય તો બીશપ બાપાની ટાલ પડી જાય અને જો ટાલ પડેલી જ હોય તો ટાલની ચામડી ખરી જાય!! ઠેકઠેકાણે ગીટીંગો ભરાય–ભાષણો થાય, મદમડીઓ વીખી ખાય અને કંઇ કંઇ નોકસાન થાય; અને તેને પરિણામે બીશપ બાપા તરતજ રાજીનામું આપી પોતાની નાલાયકાત સિદ્ધ કરી આપે ત્યારેજ લોકો જંપે! બીશપો અને પ્રીસ્ટોને અમે પાળીએ છીએ, પોષીએ છીએ અને પૂજીએ છીએ તે શું કરવા? આવા ઝઘડાઓનું કે મનની શંકાનું સમાધાન ન કરે તો તેનું સાર્થક શું? તો તો પછી અનાથાશ્રમ, વિધવા આશ્રમ, પંગુલાશ્રમ અને સાધુ આશ્રમમાં ફેર શો? મમતીલી મુમતી બાંધતા કે હાથમા રાખતા તો મનેય આવડે છે! નવકારમંત્રનો શુદ્ધોચ્ચાર તો હું પણ કરી શકું છું! મારી જીંદગીનો અર્ધો ઉપરાંતનો ભાગ બ્રહ્મચર્યાવસ્થામાં પસાર થવાનો છે! આત્માની ઉન્નતિ કયી રીતે થાય તે પણ હું શોધી અને બાંધી શકું છું! આસ્તિક શ્રાવકને ઘેર આહાર વ્હોરવા માટે વિહરવાનું પણ મને બહુજ ગમે છે! હિંદ જેવા ગ્રીષ્મ પ્રદેશમા એકાદ બે શ્વેત વસ્ત્ર સિવાય બીજું કાંઇ ધારણ કરવાનું પણ મને મન થતું નથી!! કહો ત્યારે અને મોંસ્યોરને બદલે મુનીની પદવી આપશો? બસ, હા કહો એટલી વાર છે! મારી હેટ બેટ ને પેન્ટ બેન્ટ ને કોટ બોટને હમણાંજ એક એના સમુદ્રમાં પધરાવી આવું! અને મોંસ્યોર રમુજીને બદલે મુનિ રમુજવિજયનું બોર્ડ તૈયાર કરવા આપી દઉં તેમજ કોઇ દેરાસરમાં જગ્યા રીઝર્વ કરાવી લઉં!!! પછી જુઓ મજા!!!

× × × ×

એક મીનીટમાં તમારા ઝાંખરીયા ઝઘડાઓને જપનાવી નાંખું! એક સેકંડની અંદર તમારા ગચ્છોનાં ભેદભાવને દૂર કરી નાખું! ("ગચ્છ" નો અર્થજ "જવું"; ગચ્છ જવા માટેજ સરજાયેલાં અને જવા માટે જ તૈયાર છે પણ મોકલનાર કોઇ નથી). શ્વેતાંબર દીગમ્બરને માટે એકજ શ્વેત દિક્નુ અંબર વણી તેનું છત્ર કરી આપું! તમારા દેવાલયોની અંદરજથી મહાવીરને શરણે અને એજ્યુકેટ સાધુઓને શરણે હજારો જૈન વિદ્યાર્થીઓને શીખવા માટે સ્કુલોની યોજના કરી આપુ અને પાલીતાણા, સમેત શીખર અને મક્ષીજીમાં સરકારની મંજુરી મેળવીને જૈન યુનિવર્સિટીઓ સ્થાપી આપુ! વિધુર અને વિધવાઓનો એક અણુમાત્રમા શક્યો કરી આપું! તમારી માયકાંગલા જેવા નિર્માલ્યતાને ધર્મના ધ્વનિથી પરલોકમા રવાના કરી દઉં! જમાનાઓ થયાં સુપ્ત રહેલી તમારી હીમ્મત અને શુરવીરતાને એક નિમિષ માત્રમાં 'ૐ શ્રી મહાવીર'ની વીરહાકથી સતેજ કરી દઉં!! 'શ્રી મહાવીર' ની હાકનો ધ્વનિ આખા ભારતવર્ષમાં જગાવું! આખા એશિયા ખંડમ,

ફેલાવું ! યુરોપ સુધી લંબાવું ! અમેરીકામાં પ્રસરાવું ! આઇસ લેન્ડ અને ઉત્તર ધ્રુ—— ........પણ સબુર ! તમે મને મુનિની પદવી આપો નહિ ત્યાં સુધી એ શીતતમ પ્રદેશમાં હું શું કરીશ એ તમોને નહિ કહું. મને મુનિ કહો તો કહું ! એ તો સોદો છે ! હવે હું મુનિ થયા પ્હેલાં આ બાબત સંબધે મૌન્યજ ધારણ કરીશ. પરંતુ મુનિ થયા પછી તો... ........બધાયને મૌન્ય ધારણ કરાવીશ !! ખરો મુનિ તેજ કહેવાય !!!

× × × ×

જૈનો ક્ષત્રીયવંશી નથી એમ કોઇને શંકા થતી હોય તો તેણે પોતાનું ભેજું સડે છે એવી પણ શંકા સાથે રાખવી. જ્યારથી શ્રી માંગરોલ જૈન સભાની એક મીટીંગના પ્રમુખસ્થાનેથી પેલા ' વાડી ' ના લાલે તલ્વાર ઉછાળી ત્યારથી જ મને તો પકી ખાત્રી થઇ ગઇ કે જૈનો ક્ષત્રીયથી પણ ચઢી જાય–બે વાંભ જેટલા ચઢી જાય ! ક્ષત્રીયો તો, માત્ર રણાંગણમાં જ તલ્વાર ઘુમાવે અને બાકીનો સમય તો અફીણનાં નીસામાં કે દારૂનાં સીસામાં ગુમાવે. ત્યારે જૈનો ! અરે જૈનો તો મીટીંગોમાં પણ તીખી તલ્વાર ઘુમાવે !! પેલો વાડીનો લાલ મીટીંગમાં તલ્વાર અદ્ધર હવામાં ઉરાડીને કહે કે–એ તો ' પ્રેમની તલ્વાર ' !!! અરે વાહરે, ક્ષત્રીય બચ્ચા ! એ વળી તેં નવી શોધ કીધી ! શીરોહીની તીખી ને ( ભજીયાં, ચટણી જેવી ) તમતમતી તલ્વાર મુકીને વળી એ કાતીલ ' પ્રેમની તલ્વાર ' તેં કયા કારખાનામાં બનાવરાવી ને કયી રેલ્વેના ભારખાનામાં મંગાવરાવી ? મેં તો તે આજેજ સાંભળી ! ગુજરાતી નાટકચેટકોમાં ' પ્રેમની કટાર ' વપરાશમાં છે પણ ' પ્રેમની તલ્વાર ' હજુ સુધી વપરાતી નથી. એટલું જ નહિ પરન્તુ અમારી ફ્રેન્ચ મડમડીઓ કે જેઓ આખી દુનિયામાં પ્રેમની બાબત અને બનાવટમાં એઇ–બરે શ્રેષ્ઠતમ ગણાય છે તેમણે હજુ સુધી ' પ્રેમની તલ્વાર ' બનાવી નથી ! તારી શોધ બીલકુલ નવીન છે.
કડો માસ નપુસક ગણાય તથ. સાથ એટલી સલાહ આપવાની પણ છુટ લઉં છું કે તારે જબરજસ્ત ! ! કારણ કે નહિં તો ' યથાં રાજાની તલ્વાર ' નું અભંગ પેટંટ મેળવી લેવું ! એ રહે ખરી !!! પરંતુ મને શંકા એ થાય છે કે ધાર્મિક ને કીમતના બદલામાં તારે મને એક પુમકતા આડે આવે ખરી ? બીજુ અધિક માસ તે નપુંમક જેથી કરી નાતાનના ટાંકણે મારી નપુસક કહે છે તેજ માસને જૈનેતર હિંદુઓ પુરૂષોત્તમ કહી ધાર્મિકાર માનશે ને તારાપર કરે છે. બીચારા જૈનોને એ માસમાં ઉપવાસ અને એકાસણા કરવામાં
છે ! કેટલો ફેર ! ' જૈન અને જૈનેતર હિંદુઓની વચ્ચે ફેર પડે તે તો ×
શ્વેતાબર શ્વેતાંબરમાં પણ પર્વાધિરાજનાં સમય પરત્વે ફેર ! તપગચ્છ અને કોઇ જમાતનો લોક
પર્યુષણ જુદા એટલે ગુજરાતી અને કચ્છીઓમાં પણ ફેર !! ત્યારે મને ખરેખર

× × × × × પવા જોઇએ એવી

પરંતુ આ ભારતવર્ષમાં એ કાંઇ આશ્ચર્યની વાત નથી. સર્વેને પેં બાદબાકી કરવાની ત્રિરાશી બાધી હિસાબ કરવાની છુટ હોવાથી તેમજ હિંદીઓ બધા શા તો ' વાણીયા કેમ વેતા અને ગણીતશાસ્ત્રી હોવાથી જેમ તાળો મળ્યો તેમ લગાવી નહિ આવે ?
જુદા પડવામાંજ સગ્સાઇ ભોગવતા હોય તેમ લાગે છે. હિંદુઓમાં જમાનામાં અને આ જમા-
પથીઓની એકાદશીમાં ફેર ! જૈનોમાં શ્વેતાંબર દીગમ્બરનાં પર્યુષણ આગળ વધવું પસંદ કરો છો ?
કદમી અને શાહેનશાહીની પતેટીમાં પણ ફેર !!! મુસલમાનોમાં વ્હે બનતકાઉ જ્ઞાન કરતાં વિરો

વિદ્યા સંપાદન કરવાની વૃત્તિ રાખતો. હવે તો મોચી અને ચમાર પણ ગ્રેજ્યુએટ થઈને ગુરૂ થઈ શકે છે! આગલા જમાનામાં ઝાઝી વિદ્યાની પણ આવશ્યકતા નહોતી અને જીંદગીની જરૂરીયાતો પણ ઝાઝી નહોતી. જેટલી હતી તેટલી કુદરતી રીતે જ પૂરી પડતી હતી. અને હવેની જરૂરીયાતોને પુગી વળતાં કુદરત પણ થાકી ગઇ અને બનાવટની અવધિ થઇ તોપણ અનેકાનેક ધમધોકાર વધતી જ જાય છે. આવા જમાનામાં તે ગુરૂકુળ સ્થાપીને તમે શું શું કરવાના હતા! કેટલાંક અને કયાં ગુરૂકુળો સ્થાપશો? કેવા પ્રકારની કેળવણી આપશો? ધાર્મિક કે વ્યવહાર? બન્ને આપશો તો બન્ને કેળવણી અધુરી રહેશે અને પરિણામે અર્ધદગ્ધીનો સમૂહ ભયંકર પરિણામ લાવશે. એકલી ધાર્મિક કેળવણી આપશો તો બધા સાધુ થઇ જશે તેને પછી પોષશે કોણ? એકલી વ્યવહાર કેળવણી જ આપવાની હોય તો સ્કુલોને જ ગુરૂકુળ માની લ્યોને? જંગલ કરતાં સમાજની વચ્ચે વાદસ્ય વ્યવહાર કેળવણી મળી શકશે.

× × × × ×

વળી બીજું "ગુરૂકુલો માટે એવો એક આદર્શ પુરૂષ કયાંથી લાવશો?" આ શબ્દો પેલા વાડીના લાલના પ્રમુખ સ્થાનેથી નિકળ્યા હતા. બાર લાખ જૈનો તેમાંથી વિધવા-સધવા-અધવા કે નિર્ધવાઓને બાદ કરતાં લગભગ પાંચ લાખ જૈન મરદ બચ્ચાંમાંથી એક-અરે એક પણ આદર્શ પુરૂષ ન મળી શકે એ મારાથી તો મનાતું નથી! પછી તો કોણ જાણે! જે કોમની અધોગતિ થતી હોય તેને માથે કાંઇ શીંગડા ઉગે છે? પણ આદર્શ પુરૂષ ન મળી શકે તે માટે ગુરૂકુળ સ્થાપવાનો વિચાર માંડી વાળવાનીએ કાંઇ જરૂર નથી. આદર્શ પુરૂષોને માથેય કાંઇ વાવરા ઉગે છે કે ઉડે છે? ઘણાયે પડયા હશે. 'માઇના પુત'? તમારે જોઇતા જ હોય તો ઉપાય સ્હેલો છે. એક જાહેર ખબર પ્રસિદ્ધ કરોને! "જોઇએ છીએ; જૈન ગુરૂકુળ માટે એક જૈન આદર્શ પુરૂષ. વયગુણ વર્ણન સાથે લખો ઙ ને 'જૈન રીવ્યુ' ની કરમાં'!

કેવી અરજીઓ આવે છે તે જુઓ, વાંચો અને થાકોઃ—

૧. હું બારીસ્ટર છું. લીંકન ઇનમાં મેં અભ્યાસ કીધો છે એટલે ગુરૂકુળનો આદર્શ પુરૂષ થવા ઉમેદવાર છું.

૨. ઇતિહાસનો પ્રોફેસર છું. રોમનો ઇતિહાસ ગુરૂકુળના સમયના હિંદ પૂર્વનો એટલે યોગ્ય ઉમેદવાર છું.

૩. ડોક્ટર—લંડનમાં પાસ થયો છું. વાઢકાપ ખુબ કીધી છે. આંહીં તો અલબત્ત માખીઓ ઉપર વાઢકાપ (મારવી) પડે છે તેનું કારણ કે હિંદના લોકોને વિલાયતમાં પાસ થયેલા ડાક્ટરોની કદર કે કીંમત નથી છતાં પણ એવી બેકદર સ્થિતિમાં આંહીં રહેવાનું કારણ એજ કે તેમની બીચારાઓની મને દયા આવે છે. હવે દયા એ તો જૈનનું ધર્મનો મુખ્ય સ્થંભ છે. એટલે હું આદર્શ પુરૂષ થવાનો ઉમેદવાર છું. વિગેરે.

૪. એડીટર—છઉં. મારા છાપાનો અધિપતિ છઉં એટલું જ નહિં પણ બીજા છાપાનો રિપોર્ટર પણ છએ એકઉં. હું જૈન છઉં એટલેથી જ અટકાયું નથી પણ હું લગભગ બધા જૈન શેઠીયાઓને ઓળખું છું. તમે પોતે પણ (જો શેઠીયા હશો તો) મને ઓળખતા જ હોવા જોઇએ. મારા પરાક્રમથી મેં ઘણાને ઉંચાન (શત્રુંજય જેટલી) પાયરીપર (હડસેલીને) ચડાવી દીધા છે. અને કાંઇ પણ મેરબાનગીથી આત્મશ્લાઘા સિવાય

જ નહિં. One thing more and I-am done. ( એકજ વાત કહેવાની છે અને પછી મારૂં આવી બન્યું. ) મને તમારૂં સરનામું જણાવો એટલે હું તમોને મળું. માત્ર એક જ મુલાકાતથી તમને સીધા દોર કરી દઇશ. ( will set you right ).

કેમ થાકયા કે હજુ સંભળાવું! તમારામાં આદર્શ પુરૂષની ખોટ  નથી પણ ખોળી કાઢનારની ખોટ છે. રે ખોડ છે. મળે નહિં શું વળી?

---

# कॉन्फरन्स मिशन.

## १ श्री सुकृत भंडार फंड.

( તા. ૭-૯-૧૭ થી તા. ૨૪-૧૧-૧૭, સંવત ૧૯૭૩ ના પ્રથમ ભાદરવા વદ ૬ થી આસો વ. ૩૦ સુધી. ) વસુલ આવ્યા રૂ. ૩૫૦-૪-૦.

ગયા માસ આખરના બાકી રૂ. ૨૪૧૯-૧૨-૬

**(૧) ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ**—ઉત્તર ગુજગત.

સમૌ ૩૦, વડુસમા ૨ા, ચરાડા ૩, બીલોદરા ૫, કાલવડા ૧૪ાા, વીહાર ૪, ગેરીતા ૫, ઉબખલ ૬, પામોલ ૧૩, ગવાડા ૨૪.

કુલ રૂ. ૧૦૬-૧૨-૦.

**(૨) ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ**—કાઠીઆવાડ ( ગોહિલવાડ ).
સજાડીઆ ૨ા, ખોચડવા ૦ાા, સમઢીઆળા ૨ા, રાજપીંપળા ૩ા, રંધોળા-૧૨ા,
ગાંગાવાડા ૧ાા, ભુતીઆ ૩ા, ગઢુલા ૧ા, નાનીવાવડી ૧ાાા, સણોસરા ૬,
જરીઆ ૧ાાા, સરવેડી ૨, પાટાપાણુ ૧ા, સમઢીઆળા ( નોંઘણુવદર ) ૪ા,
નોંઘણુવદર ૧૫ા, હણોલ ૬ાા, વાળુકડ ૩ા, આકોલાળી ૧ાા, કુંભણ ૬ાાા,
ખાખરીઆ ૧, સેજળીઆ ૧; સરોડ ૧ા, જસપરા ( કુંભણ ) ૦ાાા,
લાસડા ૦ાા, રતનપર ( આકોલાળી ) ૦ાા, જમણુવાવ ૧ાાા,
રાજથળી મોટી ૧, બડેલી ૧ાાા, પાલીતાણા ૭૨, મોખડકા ૨ા, રંડોળા ૪ાા,
મઢડા ૯, થુડણા ૩ાા, દુદસર ૨, વરલ ૫ાાા, ટાણા ૧૪ા, અગીઆળી ૪ાા,
દેવગાણા ૯ાા, નવાગામ ( સીહોર ) ૧ા    કુલ રૂ. ૨૧૫-૪-૦

**( ૩ ) ઉપદેશક મી. અમૃતલાલ વાડીલાલ**—ગુજરાત.
વાસદ ૯ા.    કુલ રૂ. ૯-૪-૦

( ૪ ) આગેવાનોએ પોતાની મેળે મોકલાવ્યા:—
સાંગલીના શેઠ ચુનીલાલ છગનલાલ માર્ફત ૧૫ાાા.

કુલ રૂ. ૧૫-૧૨-૦

શેઠ પાશવીર મુળજી લોડાયા—મુબઇવાળાના રૂ. ૫૧) આ ફંડ ખાતે અનામત છે તેના સં. ૧૯૭૩ ની સાલના વ્યાજના ૩ા.    કુલ રૂ ૩—૪—૦

એકંદર કુલ રૂ. ૨૭૭૦—૦—૬

— ૭—૦—૦

૨૭૬૩—૦—૬

ઉપર મુજબ રૂ. ૨૭૭૦—૦—૬ માંથી હાયરમના રૂ. ૭) જમા થયેલ છે પણ વસુલ આવેલ ન હોવાથી કમી કરવામા આવ્યા.

## ૨ ઉપદેશક પ્રવાસ.

( દરેક ગામના કાગળનો ટુંકસાર દાખલ કરવામાં આવે છે. )

**મી. વાડીલાલ સાંકળચંદ**—ઉત્તર ગુજરાત.

ગવાડા—ગામની તમામ કોમને એકઠી કરી જાહેર રીતે ધાર્મિક બાબતો ઉપર ભાષણો આપતાં ઘણા માણસોએ જૂદી જૂદી બાધાઓ લીધી. જૈનોમાં પણ સારી અસર થઇ છે.

પીલવાઈ—આ ગામમાં ગરાશીઆની વિશેષ વસ્તી હોવાને લીધે ધાર્મિક વિષય સાથે જીવદયાના ભાષણથી લોકો ઉપર સારી અસર થતાં જીવહિંસા ન કરવા, માંસભક્ષણ ન કરવું તેવી ૧૫ ગરાશીઆઓએ બાધા લીધી. જેઓનાં નામ અહીંના મહાજનના ચોપડામાં નોંધી લેવામાં આવ્યાં છે.

ઓરાણ—તાલુકદારના દીકરા અનવરઅલીના પ્રમુખપણા નીચે ચાર વખત ગામની તમામ કોમોને એકઠી કરી જૂદા જૂદા વિષયો ઉપર ભાષણો આપ્યાં. જૈનોએ પ્રતિજ્ઞાઓ લગ્ન સંબંધીની કેટલીક કરી. ઠાકોર રામાજી વીરાજીએ જીવહિંસા ન કરવા તેમ માંસભક્ષણ ન કરવા પ્રતિજ્ઞા કરી હતી. રા. અનવરઅલીએ પોતાના તાબાના ગામોમાં પાપ ન કરવા બંદોબસ્ત કરાવ્યો છે. માછલાં ન મારવાનો અગાઉ ૭ વર્ષ પહેલાં કરેલો ઠરાવ હજુ આ ગામે પાળવામાં આવે છે. તેમના મામા બચુભાઇ પણ જીવદયા તરફ સારો પ્રેમ બતાવે છે.

તાજપુર—પાટીદાર લોકોએ ભાષણની અસરથી તમાકુ ન વાપરવા, આચારવિચારમાં શુદ્ધતા વાપરવા વગેરે કેટલીક છુટી બાધાઓ થઇ હતી.

લાકરોડા—ગરાશીઆ લોકોએ જીવદયાના ભાષણની અસરથી જીવિત પર્યંત જીવહિંસા ન કરવા પ્રતિજ્ઞાઓ લીધી જેઓનાં નામ પણ કાગળમાં જાહેર કરેલાં છે.

વરસોડા—જીવદયાના અસરકારક ભાષણથી ઠાકોરસાહેબે રૂ. ૨૦) ટીપ કરાવી આપ્યા. ઘણા જૈનોએ પણ બીડી ન પીવાની પ્રતિજ્ઞાઓ કરી. ( ઠાકોરસાહેબે સર્ટીફિકેટ આપ્યાની નકલ અહીં છે ).

પુંધરા—ભાષણોની અસરથી ગામ લોકોએ હોળીપૂજન ન કરવા, ઢોરને ન મારવા, ખેતરમા કાંટા ન સળગાવવા વગેરે કેટલીક બાબતો પાળવા કબુલ કર્યું.

સામેત્રા—ભાષણની અસરથી જૈનોમાં કેટલીક બાધાઓ થઇ હતી.

પાંચોટ—ઉપાશ્રયના ઓટલા ઉપર જાહેર ભાષણ આપ્યું. અન્યધર્મીઓએ પણ ભાગ લીધો હતો. એકજણે બ્રહ્મચર્યની અને કેટલાકોએ બીજી પ્રતિજ્ઞાઓ લીધી હતી. ગામલોકોને પણ સારી અસર થઇ.

## ૩ ધાર્મિક હિસાબ તપાસણી ખાતું.

( તપાસનાર શેઠ ચુનીલાલ નહાનચંદ, ઓ. ઓડીટર શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સ. )

**૧ પાલણપુર ઈલાકાના ( ઢઢાર દેશના ) સનીયાણા ગામ મધ્યે શ્રી પાર્શ્વનાથજી** મહારાજના દેરાસરના વહીવટને લગતો રિપોર્ટઃ—

મદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટ કર્ત્તા શા. ડોહજી ડુંગરના હસ્તકનો સં. ૧૯૭૧ ના અશાડ સુદ ૧ થી સં. ૧૯૭૩ ના આસો વદ ૮ સુધીનો હિસાબ અમોએ તપાસ્યો તે જોતા નામું રીતસર રાખી વહીવટ સારી રીતે ચલાવ્યો છે.

**૨. પાલણપુર ઈલાકાના ( ઢંઢાર દેશના ) ગામ ચીત્રોડા મધ્યે શ્રી મુનિ સુવ્રત સ્વામી મહારાજના દેરાસરના વહીવટને લગતો રિપોર્ટઃ—**

સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટ કર્ત્તા વાણુ તલકચંદ નાનચંદ તથા વાણુ ખમા સુરચંદ તથા વાણુ કેસુ દોલા તથા શા. નાનચંદ ડુંગર તથા વાણુ અમુલખ ઉગરચંદ હસ્તકનો સં. ૧૮૮૯ ના માહા સુદ ૧ થી સં. ૧૯૭૩ ના અશાડ વદ ૧ સુધીનો વહીવટ અમોએ તપાસ્યો તે જોતા વહીવટ રીતસર ચલાવવામાં આવ્યો નથી.

મદરહુ સંસ્થાના ચોપડા તપાસતાં દેરાસર તથા મહાજનનો વહીવટ ભેળસેળ કરી નાંખી સદંતર ગોટાળા પડતો ચલાવી નામુ એવું તો ગોટાળા પડતું લખવામાં આવ્યું કે તેમાંથી દેરાસરની ઉપજ તથા મીલકત શુ છે તે જોઇ શકાતી નથી તેમજ કોઇ આસામી પાસે દેરાસરનું લહેણું હોય તે પણ જોઇ શકાતું નથી. સ. ૧૯૦૧ થી સ. ૧૯૩૮ ની સાલ સુધીના ચોપડા તપાસતા ઉપર જણાવ્યા મુજબ ગોટાળા પડતું નામુ માંડવામાં આવ્યું છે અને સંવત ૧૯૩૯ ની સાલથી જોકે નામુ તો ગોટાળા પડતું જ માંડવામાં આવ્યું છે. દેરાસરની સીલીક જુદી રાખવામા આવી છે તે સીલીક બરાબર છે કે નહીં તેની સંવત ૧૯૩૯ ની સાલથી આજ સુધીની સીલીક કોઇ રીતે ચોપડા તપાસતાં મેળવી શકાતી નથી. અમોએ જે ઉપજ ખર્ચનું સરવૈયુ મેળવ્યું છે તે અદ્દર અદ્દરથી મેળવ્યુ છે. હવેથી જરૂરના ચોપડા સદંતર બંધ કરાવી રીતસર નામુ લખવાનું ગોઠવી આપી તે પ્રમાણે વહીવટ ચલાવવાનું શરૂ કરાવ્યુ છે.

મજકુર મોટા ભાગના જૈનો સરલ હોવા છતાં અજ્ઞાનતાને લીધે દેવ દ્રવ્યના લેપમાં ફસે છે. જો આ તરફ સાધુ મુનિરાજોનું આવાગમન વધારે થાય તો તે લોકો જૈન શૈલીના અનુભવી થઇ દેવ દ્રવ્યના લેપમાં પડે નહીં.

સદરહુ ગામ મધ્યેના જૈનો દેરાસરનાં નાણાં મહાજનને તેમજ જૈનોને અંગ ઉધાર ધીરે છે તે જૈન શૈલીથી ઉલટું છે. એટલું જ નહીં પણ વખતના વહેવા સાથે દેણદારોની સ્થિતિ નબળી થઇ જાય છે ત્યારે દેણદારો સંઘમાં લાગતવળગા હોવાથી સંઘવાળાને ઉંધુ ચતું સમજાવી તેમજ પોતાના લાગતા વળગતાને પોતાના પક્ષમાં લઇ સંઘમાં અનેક પ્રકારની તકરારો ઉભી કરી નાણાં વસુલ આપતા નથી અને પોતાની એમ ઉઘાડી પડી જવાના ભયને લીધે આ સંસ્થાના માણસોને હિસાબ દેખાડવતા પણ અચકાય છે માટે તે બદલ સંઘવાળાને સમજુતી આપી નાણાં ધીરવાનુ બંધ કરાવ્યુ છે.

મજકુર ગામ મધ્યેના જૈનો સાધારણ સ્થિતિના હોવા છતાં પૂજનને લગતો દરેક ખર્ચ પોતાની ગીરોથી કરે છે તે એટલે સુધી કે ગોઠીના પગારે, તથા દીવાનું ઘીનું ખર્ચ પણ પોતાની ગીરોથી આપે છે તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે.

( બાકીનું હવે પછીથી )

# અનુક્રમણિકા સને ૧૯૧૭.

## (શ્રી. જૈ. શ્વે. કો. હેરલ્ડ-પુસ્તક ૧૩)


**ઐતિહાસિક વિષય—**

ઇડરચૈત્ય પરિપાટી-પ્રાચીનકાવ્ય (તંત્રી) ૬૫
વાયડા જ્ઞાતિનો પ્રાચીન વૃત્તાન્ત (રા. રામલાલ ચુનીલાલ મોદી)... ... ૧૦૭
શ્રીમાન્ માનતુંગાચાર્ય (મુનિજિનવિજય) ૧૩૭
ચોહાણ રાજની વંશાવલી...(તંત્રી)... ૨૨૩
શ્રી મુનિચંદ્રસુરિ (પં. બેચરદાસ જીવરાજ ૩૨૪
શ્રી મુનિચંદ્ર ગુરૂ સ્તુતિ ( „ „ ) ૩૩૧
મંત્રીશ્વર મુંજાલ (રા. પોપટલાલ કેવળચંદ શાહ) ... ... ૩૭૫
એક ઐતિહાસીક પત્ર (મુનિજિનવિજય) ૪૬૩
પન્યાસ પદ (મુનિ જિનવિજય) ... ૪૬૬
રત્નપ્રભ સુરિ (તંત્રી) ... ... ૪૬૭
એક પ્રાચીન પત્ર (દિલ્હી અને ચિતોડના રાજાની વંશાવલિ) ... ૪૮૯
Historical Authorities as to Jagatsheth's House. ... 132
The Story of Hemchandra (Lecture by Dr. Peterson.) 223

**કાવ્ય**

નવિન વર્ષનું નિવેદન (તંત્રી) ... ૧
સ્નેહીના સંભારણા (તંત્રી) ... ૩૫
ધર્મ ઠગને ચાબકા (સ્વ. સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી) ... ... ૬૭
પ્રેમ પત્રિકા ( „ „ ) ૬૮
પ્રભુ સ્તુતિ (રા. પ્રાણજીવન મોરારજી શાહ) ૯૯
શાસન વીરો ક્યાં છે ? (રા અમૃતલાલ ગાંધી) ... ... ૧૦૬
પ્રભુને આહ્વાન (તંત્રી)... ... ૧૩૧
સાત નયનો રાસ (પ્રાચિન કવિ માનવીજયજી) ... ... ... ૬૫૧
ધ્યાન પ્રનિધાત (રા. હિરાનો) ... ૨૬૫
ધર્મસીંહ)... ... ... ૧૭
વ્યર્થ પ્રયત્ન (મુનિ-પથક) ... ૧૯
શ્રી આચારાગ સુત્રની ગહુલી (રા. સુ. ૭. શ્રોફ) ... ... ... ૧૯
Who is my neighbour ? ... 214
રંગ સાગર નેમિ ફાગ (સોમ સુંદરસુરિ) ... ... ૨૧૦, ૨૩૭
બાળકોને નહિ મારવા વિષે (સો. વ. પે.) ૨૨૦
વીર સમયનો એક સંઘ-એક સ્મૃતિ (રા. શુક) ... ... ૨૨૯
ક્ષમા કરશો (તંત્રી) ... ... ૨૫૧
જનહિતના જયકાર્ય (રા. લલિત)... ૩૧૦
જન્મ દિવસે એક મિત્રને (રા. પિયૂષ) ૩૨૩
ઐશ્વર્યની એક ચેતના (રા. લલિત) ૩૯૧
સ્મરણ (રા. પિયૂષ) ... ... ૪૦૩
મંથન ( „ ) ... ... ૪૧૩
બાળ મનને શિખામણ (નિર્મળા બ્હેન) ૪૬૧
પ્રાર્થના-હિંદી કાવ્ય (રા. પ્રેમી ... ૪૮૧

**કેળવણી-શિક્ષણ.**

એજ્યુકેશન બૉર્ડની મીટિંગનું કામકાજ, ૮૮, ૧૬૨, ૨૨૭, ૪૮૦.
ધાર્મિક શિક્ષણનો ક્રમ (સ્વ. ગોવીંદજી મુળજી મ્હેપાણી B.A. LL.B.) ૧૪૭
પ્રકરણ ગ્રંથો માટે લેખકોને ઇનામો... ૧૬૯
એજ્યુકેશન બૉર્ડ-ઇનામી મેળાવડો, પ્રાસંગીક ભાષણો... ... ... ૨૨૩

**કૉન્ફરન્સ મિશન.**

શ્રી સુકૃત ભંડાર ફંડ. ૬૬, ૬૬, ૭૩, ૧૨૯, ૧૬૪, ૧૯૫, ૨૨૭, ૨૫૮, ૪૭૯. ૫૧૧.
શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ ધાર્મિક હરીફાઈની પરીક્ષાના ખબરો. ૧૭
ઉપદેશકોનો પ્રવાસ ૬૬, ૨૫૮, ૪૭.., ૫૧૫

સૂચન ( તંત્રી ) ... ૬૯, ૧૦૦
ધાર્મિક હરિફાઈના બંને પરિક્ષાના પરિણામ ૯૦
ધાર્મિક હરિફાઈની બંને પરીક્ષા-તેના નિયમો અને અભ્યાસક્રમ. ... ૯૩
સ્ટેન્ડીંગ કમીટીની મળેલી મીટીંગ ૧૨૯, ૧૯૫, ૨૫૯
સુકૃત ભંડાર ફંડ કમિટિની મીટીંગનું કામકાજ ... ... ૧૩૦
કોન્ફરન્સ મિશન (ચાલુ
શ્રી ધાર્મિક હિસાબ તપાસણી ખાતું. ૪૮૩, ૫૧૫
જીવદયા. ... ... ... ૪૮૪

**ચર્ચા પત્રો.**

'વાયડા જ્ઞાતિનો ઇતિહાસ' એ લેખ સંબંધિ. (રા. રામલાલ મોદી) ૧૮૭
જૈનતત્વ સંબંધિ પ્રશ્નો (રા. ગુલાબચંદ સોભાગચંદ ) ... ... ૧૮૯
સાધુશાળાનું બંધારણ (મુનિશ્રી કર્પુરવિજયજી ) ... ... ... ૨૨૧
સંયુક્ત જૈનવિદ્યાર્થી ગૃહને સહાયભૂત થવાના રસ્તા. ... ... ૨૯૨

**તંત્રીની નોંધ.**

ભદ્ર બાહુ સંહિતા... ... ... ૧
શું સ્યાદ્વાદ સંશયવાદ છે ? ... ૨
પ્રાચીન જૈન મહારાજા ખારવેલ ... ૩
સાધુઓ માટે શાળાઓ ... ... ૩૭
આગમોનું અધ્યયન કેવી રીતે થવું જોઇએ ૩૮
ગુર્જર પ્રાચીન કાવ્ય સંગ્રહ ભા. ૧. ૩૯
જૈન કવિનામાવલી ... ... ૩૯
પ્રાકૃત ભાષાનો ઉદ્ધાર . ... ૭૧
અંગ્રેજી ભાષામાં જૈન ધર્મ ... ૭૩
ઈ. સ. પૂર્વે ચોથા સૈકામાં મૂર્તિપૂજન... ૭૪
આયુર્વેદિક ઔષધાલય ... ... ૭૫
ચારૂપ કેસ ... ... ... ૧૦૩
ક્યાં પુસ્તકો નવી ઢબમાં લખાવા જોઇએ? ૧૦૮
ધાર્મિક પરીક્ષા ... ... ... ૧૦૧
આપણી કેટલીક સંસ્થાઓ... ... ૧૩૯
જાતિઓનો ઇતિહાસ. ... ... ૧૪૧
જૈનપ્રતિમા લેખ સંગ્રહ ... ... ૧૪૩
ઐતિહાસિક ગ્રન્થો અને સાધનો પ્રસિદ્ધ કરવાની જરૂર. ... ... ૧૪૩
જૈન કેળવણી ફંડનું કોલમ... ... ૧૪૯
લગ્નાદિ પ્રસંગોએ કેળવણી તથા બીજા ખાતાને મદદ ... ... ૧૪૪
સાધુ શાળા માટે થતો પ્રયાસ ... ૧૬૬
એક શોકજનક મૃત્યુ ... ... ૧૬૬
શ્રી મહાવીર વિદ્યાલય ... ... ૧૬૭
સંયુક્ત જૈન વિદ્યાર્થી ગૃહ... ... ૧૦૮
સસ્તા ભાડાની ચાલીઓ ... ... ૧૬૯
જૈન સૂત્રોમાં જૈનેતર ગ્રન્થોનાં નામોના ઉલ્લેખ ... ... ... ૧૯૭
પત્રકારની ફરજો ... ... ... ૧૯૮
જૈન ધર્મપર આવેલા આક્ષેપો ... ૧૯૯
આપણી ધાર્મિક સંસ્થાઓ... ... ૧૯૯
સિદ્ધક્ષેત્ર બાલાશ્રમ ... ... ૨૦૦
રાજગૃહ સંબંધી જૈનસૂત્રોમાંથી હકીકત ૨૩૦
એક ખુલાસો ... ... ... ૨૩૨
તંત્રીનું નિવેદન ( ખાસ અંક ) ... ૨૬૨
પ્રાકૃત ભાષાની ઉપયોગીતા અને તેને યુનિવર્સીટીમાં સ્થાન ... ... ૨૭૧
પર્યુષણ પર્વ નિર્ણય. ... ... ૨૭૫
એક વિદ્વાન મહારાજાએ જૈનસમાજને આપેલી કિંમતી સલાહ ... ૨૭૬
સંયુક્ત જૈન વિદ્યાર્થીગૃહ ... ... ૨૭૭
રામચંદ્ર સૂરિ-જૈન નાટકકાર ... ૪૮૬
જૈનોનું સાહિત્ય ... ... ... ૪૮૭
મુંબઈ યુ૦ સ્રાવ૦ માં જૈન પુસ્તકો ... ૪૮૮
શ્રમણ વર્ગને વિજ્ઞપ્તિ ... ... ૪૮૯

**ધર્મ**

પ્રતિક્રમણ સંબંધી પ્રશ્નોના ઉત્તર (રા. ગુલાબચંદ મકનજી ખંભાતી ) ... ૧૨
આત્મજ્ઞાન-ખરૂં ધન પુરે પત્ર (તંત્રી) ૬૬

ત્રણ તત્વ (તંત્રી)
૧. ઇશ્વર તત્વ-સદ્દેવતત્વ ... ૪૮
૨. સદ્ગુરૂ તત્વ ... ... ૫૬
૩. સદ્ધર્મ તત્વ ... ... ૫૭
સમ્યગ્ દર્શન (તંત્રી) ... ... ૮૨
અભેદ માર્ગમા પ્રયાણ ( રા. ગોકુળદાસ નાનજીભાઈ ગાંધી ) ... ૧૭૭,૨૫૩
જો મહાવીર પ્રભુ પધારે તો ? (રા. વસંતનંદન ) ... ... ... ૩૫૨
આત્મરચના (રા. ઠક્કર નારાયણ વિસનજી)૩૯૭
ભોગોપભોગ સ્મરણ ( રા. ચુનીલાલ વર્ધમાન શાહ ) ... ...૪૧૪

**નીતિ.**

આન્તર જીવન અને બાહ્ય જીવન (મુનિશ્રી વક્તા ચારિત્રવિજયજી ) ... ૪૯૪
આવા સત્પુરુષોનો મેળાપ તે એક દિલાસો છે (કાપડીઆ નેમચંદ ગીરધરલાલ) ૩૪૩
રામચંદ્રના ચરિત્રનું કિંચિત્ દિગ્દર્શન (શેઠ કુંવરજી આણંદજી) ... ૩૯૩
જીવનમા આનંદ ને પરમાનંદ ક્યાં છે ? ( રા. લાલન ) ... ... ૫૦૮
એક લોક સૂત્ર અને તે સંબંધી ચર્ચાઃ
સમર્થન [રા. મો. ગિ. કાપડીઆ] ૪૧૭
નિષેધ [રા. પરમાણંદ કુંવરજી કાપડિયા]. ... ... ૪૨૫
અંતિમ ઉત્તર[રા. મો. ગિ. કાપડીઆ]૪૩૪
A few points of criticism in connection with the dictum. ૪૪૦
यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयं [સ્વામી આનંદાનંદ] ૪૪૭

**પ્રકિર્ણ.**

જળ સેવા અને જૈનો ( રા. પદમશી નથુ શાહ)... ... ... ૪૭૦
શ્રી મુંબઈ માંગરોળ જૈન સભાના રજત મહોત્સવ પ્રસંગે ૨૫ વર્ષના કાર્ય પ્રન ઉપરથી ઉપજેલા વિચાર ( રા. રણછોડરામ વાવાભાઈ B. A.) ... ૨૪૭
અભવ્ય કુલક વ્યાખ્યા.(મુનિ કર્પુરવિજયજી)૨૫૨
જૈન મંદિરો અને તે ઉપર ઉપજતા વિચારો (આચાર્ય ગીરજાશંકર વલ્લભજી. )... ૩૩૭

**વાર્તા.**

વિશુદ્ધાની વિશ્વ સેવા (રા. કૈવલ્ય) ૨૦૫,૪૬૯

**વિનોદ.**

વિનોદ વિલાસ ( મોસ્યેર ' રમુજી ') ૨૦૧, ૨૩૩, ૫૩૯
વીસમી સદીનો જૈન (ઓધીયા-જોશી). ૩૫૦

**સમાજ.**

તીર્થ યુદ્ધ પ્રકરણ (રા. વાડીલાલ મોતીલાલ શાહ)
१ मुकद्दमेम जीत कीसकी हुइ? ૧૭
૨ હવે શું કરવું? ... ... ૯
શોક જનક મૃત્યુ નોંધ (તંત્રી) ... ૧૬
जैनोंमें नाचकी प्रथा (संपादक-हिन्दी समाचार)... ... ... ૫૮
રસમય ચુંટણી (તંત્રી) ... ૬૧, ૧૨૫, ૧૪૫
વિવિધ જ્ઞાન (તંત્રી) ... ... ૧૨૩
ઉપદેશકના ગુણો (એક મુનિ) ... ૧૯૦
અનાથ આશ્રમ વિષે બે બોલ ( મહાત્મા મોહનલાલ કરમચંદ ગાંધી) ... ૨૯૫
જૈન પ્રજાનો મૃત્યુ ઘટ-બે અવાજના મૂળની તપાસ (રા. વાડીલાલ મોતીલાલ શાહ) ... ... ... ૨૯૨
જૈન સમાજ અને સંસ્થાઓ-તેના અભ્યુદય માટે, ચાલી રહેલો રસાકસી ભરેલો પ્રયાસ (બાબુ જીવણલાલ પનાલાલ) ૩૯૦
જૈન સમાજનું ગુજરાતમા સ્થાન (રા. કલ્યાણરાય નથુભાઈ જોશી.) ... ૩૯૫
માઠું તામ્રપત્ર (રા. મનસુખલાલ રવજીભાઈ મહેતા.)... ... ... ૩૯૮
વંદેમાતરમ્ (રા. મણીશંકર રતનજી ભટ્ટ.) ૩૩૩
સાંપ્રદાયિક અભિમાન શું દેશની એકતાને અંતરાયભૂત છે ? (રા. મોતીલાલ ત્રિભોવનદાસ દલાલ) ... ... ૩૫૯

વણિકોની સાંપ્રત સ્થિતિ (રા. બ. હર-
ગોવિન્દદાસ દ્વારકાદાસ કાટાવાળા) ... ૫૦૧
છોકરાઓ માટે વધારે પૈસા રાખી જ-
વાથી થતી ખરાબી (વૈદ્ય અમૃતલાલ
સુન્દરજી પઢીઆર) ... ... ૫૦૫
સમાલોચના.
માસિક—મુનિ. ... ... ... ૫
„ અંજલી. ... ... ... ૬
„ સ્ત્રીશ્રીમાળી હિતેચ્છુ ... ... ૬
„ જૈન ધર્મ પ્રકાશ. ... ... ૬
अर्थ प्रकाशिका. ... ... ... ૪૧
पाइअलच्छी नाम माला ... ... ૪૨
The Gaikwad's Oriental series. ૪૩
માસિક-જૈન ધર્મ પ્રકાશ ... ... ૫૯
„ વાર્તાવારીધી .. ... ... ૬૧
„ આત્માનંદ પ્રકાશ ... ... ૭૬
„ બુદ્ધિપ્રભા. ... ... ... ૭૭
„ જૈન હિતેચ્છુ... ... ... ૭૮
Jainism. ... ... ... ૮૦
विज्ञप्ति त्रिवेणी ... ... ... ૧૧૯
નીતિમય જીવન અને ગૃહસ્થ ધર્મ ... ૧૨૦
સમ્યગ્દર્શન ... ... ... ૧૨૧
ધ્યાન દીપિકા. .. ... ... ૧૨૧
નીતિવાક્યામૃત ... ... ... ૧૨૧
નવજીવન... ... ... ... ૧૨૧
પાટા બાધવા વિષેના મૂળતત્તો તથા
જખમની સારવાર. ... ... ૧૨૨
સાબરમતિ ગુણ શિક્ષણ કાવ્ય ... ૧૨૩
કૃષ્ણ ચરિત્ર. ... ... ... ૩૫૭
સારું સ્વપ્ન. ... ... ... ૩૫૮
ગુજરાતની ગર્જના અથવા હેમાચાર્યનું
જીવન ચરિત ... ... ... ૩૬૦
જૈન સાહિત્ય સમેલન કાર્ય વિવરણ. ૩૬૧
सप्त संधान महा काव्य. ... ૩૬૨
ચડુતી ગુજરાત કેળવણી પરીષદનો
અહેવાલ ... ... ... ૩૬૩
हृदय प्रदिप षट्‌ त्रिंशीका ... ૩૬૫
संस्कृत प्रवेशीनी-द्वितीय भाग ... ૩૬૬
आराधना सार-सटीक ... ... ૩૬૬
जीनदत्त चरित्रम् ... ... ૩૬૭
प्रेम—पुष्पांजली ... ... ૩૬૭
शांति धर्म ... ... ... ૩૬૭
પ્રિયંકર ચરિત્ર... ... ... ૩૬૮
ચૈત્યવંદન સ્તુતિ સ્તવનાદિ સંગ્રહ ... ૩૬૮
શુદ્ધ દેવ ગુરૂ ધર્મની સેવા-ઉપાસનાવિધિ ૩૬૯
દંડકાદિક (૪૧) દ્વાર ... ... „
સદ્બોધ સંગ્રહ ... ... ... „
મોહનલાલજી જૈન પાઠશાળા તથા લાયબ્રેરી-
અમદાવાદ રિપોર્ટ ... ... ૩૬૯
मेवाड पतन ... ... ... „
શરીર અને ગૃહશૃંગાર ... ... ૩૭૦
જીવદયા જ્ઞાન પ્રસારક ફંડનો છઠ્ઠો વાર્ષિક
રીપોર્ટ ૩૭૧
આત્મ બોધ ... ... ... ૩૭૨
ધનપાળ પંચાશિકા ... ... „
કુવલય માળા ... ... ... „
સાહિત્ય.
સ્વ. રણછોડરામના પત્રો ... ... ૩૧૧
જૈન સાહિત્ય-સમેલન કાર્ય વિવરણ (રા.
રામલાલ ચુનીલાલ મોદી) ... ૪૦૪
Jain Psychology J. L. Jaini) 451
શુકન વિચાર. ... ... ૪૮૩
સ્ત્રી વાંચન.
આપણી સ્ત્રીઓની આધુનિક સ્થિતિ
બ્હેન ગંગા દોલતરામ વકીલ B. A.) ૪૦૭
સ્ત્રીઓ કેળવાશે તોજ સંઘ આબાદી પામશે
(બ્હેન મગનબા મોતીલાલ) ... ૪૭૭
સંવાદ.
મોટા પુરૂષો તે કોણ ?
(રા. ગોવીંદજી મૂળજી મહેપાણી)
B.A. LL.B. ... ... ૧૬૬

# जैन पोलीटीकल कॉन्फरन्स.

## वर्धामां व्हेली खास बेठक.

## सभापति मी. वाडीलाल मोतीलाल शाहनुं तत्त्वज्ञानमय व्याख्यान.

### नेशनल कॉन्ग्रेसना छट्ठा ठरावने अनुमोदन.

### कोमी प्रतिनिधित्वनो निषेध.

### इनकम टॅक्षनां नवां फॉर्म तथा रॉलेट कमीटीनी भलामणो तरफ सख्त नापसंदगी.

મૉણ્ટેગ્યુ-ચેમ્સફર્ડની હિંદી સુધારાની યોજના મળ્યા પછી હિંદની જૂદી જૂદી સભાઓ, એસોસીએશનો વગેરેનો અભિપ્રાય માગવામાં આવેલો હોવાથી સમસ્ત હિંદનો સંયુક્ત અવાજ રજુ કરવા માટે ઈંડિયન નેશનલ કૉન્ગ્રેસની એક ખાસ બેઠક મુંબઇ ખાતે મળી હતી અને સુધારા સંબંધી રૂપરેખા નક્કી કરી હતી. કૉન્ગ્રેસના નિર્ણયને મોસ્લેમ લીગની ખાસ બેઠકે પણ ટેકો આપ્યો હતો. જૈન પોલીટીકલ કૉન્ફરન્સની પણ એક ખાસ બેઠક, એટલા જ માટે, ભરવી જરૂરની જણાતાં વર્ધા ( મધ્ય પ્રાંત )ના દિગમ્બર, શ્વેતામ્બર મૂર્તિપૂજક તેમજ સ્થાનકવાસી જૈન ભાઇઓએ એ બીડું ઝડપ્યું અને તા. ૨૫ મી સપ્ટેમ્બરે ઑલ ઇંડિયા જૈન પોલીટીકલ કૉન્ફરન્સની ખાસ બેઠક ભરવાનું આમંત્રણ જાહેર કર્યું. રિસેપ્શન કમિટિના ચૅરમેન તરીકે મી. લુલે વકીલને તથા મંત્રીઓ તરીકે મી. રાણાસાવ બક્ષારામ રોડે (દિગમ્બર), મી. હીરાલાલજી ફતેહપુરિયા ઓસવાલ ( શ્વેતામ્બર મૂર્તિપૂજક ) અને મી. કુંવરચંદજી ઓસવાલ ( સ્થાનકવાસી )ને મુકરર કરવામાં આવ્યા. કૉન્ફરન્સનું પ્રમુખ પદ લેવા મી. વાડીલાલ મોતીલાલ શાહને મુંબઈ લખવામાં આવ્યું હતું, અને તેમણે તે જોખમદારી કેટલાક પત્રવ્યવહાર બાદ સ્વીકારી હતી. તા. ૨૫ મી સવારે મી. વાડીલાલ વર્ધા સ્ટેશને આવી પહોંચતાં ત્રણે ફીરકાના જૈન બંધુઓ, વૉલંટીઅરો, કેટલાક હોમ-રૂલરો તથા લખનૌવાળા શ્રીયુત બાબુ અજીતપ્રસાદજી જૈન M. A. LL. B. એઓએ તેમનો ઉચિત સત્કાર કર્યો હતો.

રાત્રે સ્ટા. ટા. ૮ વાગે ખરે થિએટરમાં કૉન્ફરન્સનું કામ શ્રીયુત બાબુ અજીતપ્રસાદજીએ સુંદર મંગલાચરણથી શરૂ કર્યું હતું. રિસેપ્શન કમિટિના ચૅરમૅન મી. લુલેએ ત્યાર બાદ સ્વાગતનું ભાષણ વાંચ્યું હતું, જેમાં જૈનોએ સંપૂર્ણતઃ કૉન્ગ્રેસને અનુસરવું જોઇએ એવી સલાહ આપી હતી. તે વિદ્વત્તાયુક્ત ભાષણ બાદ 'હિંદુ'ના પ્રકાશક શ્રીયુત બાબુ સુરજમલ જૈને પ્રમુખપદની દરખાસ્ત રજુ કરત તથા 'જૈન સંસાર'ના સમ્પાદક શ્રીયુત કૃષ્ણલાલ વર્મા વગેરે મહાશયોએ તેને અનુમોદન આપતાં મી. શાહની યોગ્યતા ઉપર

દષ્ટિએ પછી એ હક્કો લોકમાન્ય થઈ પડયા છે. વ્યવહારે માનેલા સઘળા હક્કોના મૂળમાં 'સ્વાર્થ' નું જ તત્ત્વ છે; હા, એટલું ખરૂં કે સ્વાર્થ સાધવાની રીતો જૂદી જૂદી હોય છે; ઉચ્ચાત્મા એક રીતે સ્વાર્થ સાધે, તુચ્છાત્મા **બીજી** રીતે. ઉચ્ચાત્મા **ચીજની પ્રાપ્તિમાં** નહિ પણ **ક્રિયાની મહત્તા** ( Magnanimity of action )માં 'આનંદ' માને અને એ ક્રિયાથી પોતાનું આત્મબળ વધે એને જ સ્વાર્થસાધના સમજે., સામાન્યગણ ચીજની પ્રાપ્તિમાં જ સ્વાર્થ માને, મહત્તા કે આત્મબળનો ખ્યાલ હેને અસર કરે નહિ.

ઇંગ્લંડે હિંદને ઉન્નત અને સ્વતંત્ર બનાવવાના વચનો ઘણાંએ આપ્યાં, પરન્તુ એમ કરવાથી 'ચીજની પ્રાપ્તિ'માં ખલેલ આવવાનો ડર હેને વચન ઉપર આબાદ રહેવા દે તેમ નહતું. 'તે પરોપકારી નથી' એવો દોષ દેવો તત્ત્વજ્ઞાનને પાલવે નહિ, પણ સ્વાર્થના **ઉચ્ચતમ માર્ગનો શોખ** હેની પ્રકૃતિમાં આમેજ થયો નથી એટલું જ તે કહી શકે. બીજા હાથ ઉપર, મહેરબાની માગવામાં રહેલી તુચ્છતા માટે હિંદને ઠપકો આપવો એ પણ ઉચિત નથી; કારણ કે હિંદી આત્માની આજની નિર્બળતાને એ સિવાય બીજો માર્ગ સૂઝી શકે જ નહિ–પાલવી શકે પણ નહિ.

પરન્તુ આશ્ચર્ય તો એ છે કે, હમણાં હમણાં જ્યહારે હિંદે બ્રિટને હેને શિખવેલી 'હક્ક' ની ભાવનામાં જાગૃત થવા માંડયું અને સ્વરાજ્યના 'હક્ક'નો દાવો કરવા માંડયો, ત્યહારે તે જ શિક્ષણ આપનારા જે બ્રિટનપુત્રો હિંદના પગારદાર રાજકર્ત્તા બન્યા છે તેઓનું મ્હો થરથરવા લાગ્યું અને તેઓ ખુલ્લી રીતે ના કહેવાની સ્થિતિમાં ન હોવાથી એક મોહક બહાનું રજુ કરવા લાગ્યા કે સ્વરાજ્યના હક્કની માગણી **સમસ્ત હિંદી પ્રજા તરફથી** થાય તો જ તે પ્રજા સ્વરાજ્યને લાયક બની છે એમ માની શકાય, અને તેઓ દુનિયાને એમ બતાવવા માગે છે કે હિંદ **એક અવાજથી** માગણી કરતું **નથી.** અમલદારશાહીને વળી તે મુઠ્ઠીભર હિંદીઓની સહાયતા મળી છે કે જેઓ પોતાને 'મૉડરેટ' અને પોતા સિવાયના સમસ્ત દેશના પ્રતિનિધિઓને 'ઍક્સ્ટ્રીમીસ્ટ' કહે છે અને મૉડરેટ કહેવડાવામાં 'માન' તથા ઍક્સ્ટ્રીમીસ્ટ કહેવડાવામાં 'અપરાધ' માને છે ! મૉડરેટો તથા અમલદારશાહીનું આ જોડાણ એ ગંદું પૉલીટીક્સ છે. વચનપાલન તથા જોખમદારીનું ભાન તેઓમાં નથી. અમલદારશાહી પ્રાતઃસ્મરણીય પ્રતાપી મહારાણી વિક્ટોરીઆના ૧૮૫૮ ના ઢંઢેરાને તથા તે પછીના વચનોને ભૂલી જાય છે, અને જે હિંદીઓ આજે ભારતીય મહાસભાથી અલગ થઇ પક્ષ જમાવી બેઠા છે તેઓ, તે જ મહાસભામાં પોતાની શામેલીઅતથી કરેલી સ્વરાજ્યવિષયક યોજનાને ભૂલી તે નિશ્ચય ઉપર દૃઢ રહેવાની પોતાની પ્રતિજ્ઞા ઉપર પાણી ફેરવે છે. પ્રતિજ્ઞા પર કાયમ રહેવા ઇચ્છનાર આખા દેશના પ્રતિનિધિઓને ઇસ્ટ્રી–ઍક્સ્ટ્રીમીસ્ટ–ફૂન્ધ ઠરાવનાર આ મૉડરેટ દળ, જર્મનોની માફક પ્રતિજ્ઞાના કાગળના ટૂકડા કરી હવામાં ફેંક્વા જેવા પોતાના વર્તનને 'નીતિ' ઠરાવવા બહાર પડયું છે ! જર્મનો પ્રતિજ્ઞાનો ભંગ અવશ્ય કરે છે, પણ પોતાના હિતને નુકસાન કરવા માટે તો નહિજ; પરન્તુ ભારતીય મહાસભા અને મોસ્લેમ લીગની સ્વરાજ્યવિષયક યોજના પર દૃઢ રહેવાની પ્રતિજ્ઞાનો ભંગ કરનારા તો પોતાના જ સ્વાર્થનો શિકાર કરે છે, એટલું જ નહિ પણ તે સાથે બ્રિટનને પણ નુકસાન કરે છે. કારણ કે આધિન પ્રજાનો દબાયલો અસંતોષ અંતે રાજકર્ત્તા પ્રજાને એક યા બીજી રીતે પુગ્યા સિવાય રહી શકતો નથી. મૉડરેટ અને ઍક્સ્ટ્રીમીસ્ટ

શબ્દ સાભળીને મ્હને ખરેખર હસવુ આવે છે સમસ્ત દેશના પ્રતિનિધિઓની સાથે બેસીને વિચારની આપ-લે કરવાની વિનતિનો પણ અસ્વીકાર કરનારા દુરાગ્રહીઓ પોતાને 'મૉડરેટ' કહે છે, અને મુઠ્ઠીભર મૉડરેટોને પ્રસન્ન રાખી દેશનો સંયુક્ત અવાજ ઉઠાવવાના શુભ હેતુથી પોતાના વિચારોનો પણ અશત ભોગ આપનારા પ્રતિનિધિગણને 'ઍક્સ્ટ્રીમીસ્ટ' કહે છે ! ખરૂ કહીએ તો કહેવાતા મૉડરેટો જ ઍક્સ્ટ્રીમીસ્ટ છે અને કહેવાતા ઍક્સ્ટ્રીમીસ્ટો ખરા મૉડરેટ છે પરન્તુ મૉડરેટ-ઍક્સ્ટ્રીમીસ્ટ એવા **શબ્દોની જાળમાં ફસાઇને લક્ષ્યથી દૂર ભટકીશું તો, મ્હને ભય છે કે, તર્કવાદ આપણો ભક્ષ કરી જશે. તર્કની** ખેચતાણમા મ્હને બહુ ઓછી શ્રદ્ધા છે પૉલીટીકસનો પણ હુ પ્રેમી નથી, હુ માત્ર સીધી સાદી સામાન્ય અક્કલ ( Common Sense ) તથા અધ્યાત્મશાસ્ત્રનો જ અનુયાયી છુ મ્હારો નિર્ણય હુ કદાપિ પૉલીટીસ્યનોની સલાહ ઉપર અવલંબિત રાખતો નથી, પરન્તુ જ્યારે કોઇ અધ્યાત્મપ્રવિણ મહાત્મા સંયોગવસાત્ પોલીટીકલ ક્ષેત્રમા 'ખેલવા' તત્પર થાય છે ત્હારે હુ ચુપચાપ ત્હેની પાછળ પાછળ ચાલવા તેયાર છુ, કારણ કે એવા મહાત્માઓનો નિર્ણય કોઇ 'ભય' કે કોઈ 'ઇનામ' ઉપર આધાર રાખતો નથી સામાન્ય પ્રજાગણને હુ એટલુ જ કહુ કે દેશનાયકોના વિચારો અને કૃત્યોના 'ન્યાયાધીશ' બનવાની લાલચથી દૂર રહેજો. ત્હેમને માટે શ્રેષ્ઠ અને સરળ માર્ગ એ જ છે કે કોઇ આધ્યાત્મિક પૉલીટીસ્યનના શ્રદ્ધાળુ શિષ્ય બની ત્હેને જ અનુસરવું, કારણ કે તેનાથી હમેશ રાજા-પ્રજા બન્નેનુ હિત જ થાય છે, એવા રાજનીતિજ્ઞો રાજકર્તા પ્રજાને શિખવે છે કે, જ્હા શક્તિ નથી ત્હા ભીતિ અવશ્ય છે, જ્હા ભીતિ છે ત્હાં ગુપ્ત કે પ્રગટ અશાન્તિ અવશ્ય છે, અને જ્હા અશાન્તિ છે ત્હા રાજા-પ્રજાબન્નેને હાનિ છે. તે એમ શિખવે છે કે, જેઓ ખરેખર શક્તિમાન હોય છે તેઓ આસપાસનાઓને પણ શક્તિશાલી બનાવવામા જ પોતાનું 'ગૌરવ' ( 'virtue' ) સ્હમજે છે. આજ સુધીમા કોઈ ઇતિહાસમા એવુ જોવામા નથી આવ્યુ કે કોઇ પ્રજા હમેશને માટે બીજી અમુક પ્રજાના તંત્રમા રહેવા પામી હોય કેટલીક વખત એમ બને છે કે રાજકર્તા પ્રજા પોતે ઉદાર દીલથી આધિન પ્રજાને સશક્ત બનાવી ત્હેને પોતાની સદાની સખી બનાવી લે છે, કેટલીક વખત આધીન પ્રજા શિર ઉઠાવીને સ્વયં સ્વતંત્ર બની જાય છે, અને કોઇ વખત એવા જ સંજોગો ઉભા થાય છે કે જેથી અણધારી રાજ્ય ક્રાન્તિ ( revolution ) ઉદ્ભવે છે અને પરાધિન પ્રજા વગર પ્રયત્ને અને વગર સહાયે સ્વતંત્ર બનવા પામે છે. એક પ્રજા બીજીને સદાને માટે પોતાના અધિકારમા રાખી શકે એમ બનવુ કુદરતના કાનુનથી પ્રતિકૂલ છે માટે આધિન પ્રજાને, 'પરોપકાર' ખાતર નહિ પણ બુદ્ધિમત્તાપૂર્ણ 'સ્વાર્થ' ખાતર અને મહત્તાપૂર્ણ પોતાની 'ભાવના'ને અનુસરવા ખાતર, સશક્ત બનાવી ત્હેનાની ગાઢ મૈત્રી રચવી એ જ ઉચ્ચ પ્રકારની રાજનીતિ છે મહર્ષિ દાદાભાઈ નવરોજી, લોકમાન્ય ગોપાલ કૃષ્ણ ગોખલે એ જ વાત કહેતા હતા, દેવી બિસેન્ટ અને લોકમાન્ય તિલક મહોદય પણ એ જ સૂર આલાપે છે, પરન્તુ અમલદારશાહીના આત્માની નિર્બળતા એ કઠીન સત્ય (hard truth) ને પચાવી શકતી નથી ૩૩-૩૩ વર્ષ થયા આ પ્રકારની ઉદ્ઘોષણા થયા કરવા છતા તે-દિન સલાહના અવાજે નહિ પણ યુરોપના ભયંકર યુદ્ધે જ અમલદારશાહીને કાંઈક કાંઈક જાગૃતિ આપી. હિંદને હવે પૂછવામા આવ્યુ કે ત્હને જોઇએ શુ ? હિન્દી પ્રધાન મન્ટે

ના૦ વૉઇસરૉયે તૈયાર કરેલી સુધારાની યોજનામા પણ સ્વીકાર કરવામા આવ્યો કે 'હિન્દ હવે જાગ્યું છે, ત્હેની ઇચ્છાઓ પૂર્ણ કરવી જ જોઇશે.' પરન્તુ કોરા શબ્દોથી કાંઇ ભૂખ મટતી નથી. દેવાની વાત આવે છે ત્હા ભારતમંત્રી ખૂબીથી પાછા પગ કરેછે. ગ્રેન્ડ મેસ-લીગની યોજનાને તે નાપસંદ કરે છે અને જે કંઈ આપવાનું કહે છે તે દાન નહિ પણ અપમાન જેવું છે. ત્હેમની યોજનાથી સૂચિત થાય છે કે ત્હેમને હજી પણ હિંદી પ્રજામા પુરતો વિશ્વાસ નથી, પરન્તુ એ આંતરિક અવિશ્વાસ સ્પષ્ટ શબ્દોમા પ્રકટ ન કરતા એમણે એમ જાહેર કર્યું છે કે હિંદ હજી સ્વરાજ્યને યોગ્ય બન્યું નથી અને યોગ્યતા જલદી આવે એવું પણ એમને લાગતું નથી! ભારત પોતાની યોગ્યતા કેટલી છે-પોતાના ગુણદોષ ક્યા તે છે—તે સારી રીતે જાણે છે. સ્વીકારે છે કે **બીજી તમામ પ્રજાઓની માફક** ત્હેનામા પણ કેટલીએક અપૂર્ણતાઓ **અવશ્ય** છે. પરન્તુ એ અપૂર્ણતાઓ માટે પણ ભારત દોષિત નથી, અમલદારશાહી દોષિત છે. જે પ્રજાના હાથમાથી, વ્યાપાર, સત્તા અને હથીઆર ત્રણે ચીજો ચાલી જાય તે પ્રજાને 'તું કેમ સમ્પૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરતી નથી?' એમ કહેવું તે ખરેખર ત્હેની હાસી કરી લેવા બરાબર અગર દાઝ્યા ઉપર ડામ દેવ. સરખુ કામ છે. પોતાને દુનિયાની સર્વોત્તમ પ્રજા મનાવનારાઓ સંસારમા સૌથી વધારે પ્રાચિન અને ઉચ્ચ સંસ્કારવાળી હિંદી પ્રજાને એક શતાબ્દિમા પણ જો સુશિક્ષિત તથા ઉન્નત ન કરી શક્યા હોય તો એમા ભારતનો નહિ પણ અમલદારશાહીનો જ દોષ કહેવાય. વારંવાર અમને કહેવામા આવે છે કે હિંદના દરવાજા સુધી ભય આવી પહોંચ્યો છે, પરન્તુ તે છતા પણ ભારતને સશક્ત બનાવવા તરફ ધ્યાન દેવાની ઇચ્છા થતી નથી, એટલું જ નહિ પણ એવી સૂચના કોઈ કરે છે તો તે પણ અમલદારશાહીની આંખમા ખટકે છે. મોંઘવારી અને દુષ્કાળને લીધે લૂટફાટ ચાલુ થવા છતા એ ભય સ્હામે સંરક્ષણ કરવાને શહેરીઓ અને વ્યાપારીઓને હથિઆર રાખવાની છૂટ હજી અપાતી નથી. ઇંગ્લંડ યુદ્ધમા રોકાવાને લીધે બીજા દેશો અહીંનો બજાર એક હાથ કરી બેઠા છે તથાપિ હજી પારકા ખાય તે કરતા હિંદ ખાય એ અમલદારશાહીને રૂચતું નથી જેમની દૃષ્ટિ **આટલી બધી** સંકુચિત છે ત્હેમના હાથથી ભારતની ભલાઈની યોજના થવાની આશા કેવી રીતે રાખી શકાય? અને એટલા માટે તો ભારતના બુદ્ધિશાળી નેતાઓ મૉન્ટેગ્યુ—ચૅમ્સફર્ડના સુધારાનો સમ્પૂર્ણ વિરોધ અને અસ્વીકાર કરવા માગતા હતા, પરન્તુ ત્હેમના ઉચ્ચાશયોને સમજવા જેટલી શક્તિ બીજાઓમા નહિ હોવાથી તથા મ્હોટા ભાગને છોડીને જે અભિપ્રાય અપાય તે કાંઈ 'પ્રજાકીય અભિપ્રાય' કહી શકાય નહિ તે કારણથી તેઓએ દુઃખાતા હૃદયે પોતાના અભિપ્રાયમા કાપકૂટ કરીને ઘણો જ મધ્યમસરનો-કહો કે મવાલ જેવો— અભિપ્રાય પ્રજાકીય અભિપ્રાય તરીકે જાહેર કર્યો. આખા હિંદે તે અભિપ્રાયને મંજુર રાખ્યો. મુઠ્ઠીભર મૉડરેટોનો મતભેદ હોવ એથી કાંઇ હિંદના અવાજની કમજોરી ગણાય નહિ એવો મતભેદ દુનિયાના ક્યા ભાગમા નથી? જેઓ એમ કહેતા હોય કે સમ્પૂર્ણ ઐક્ય આદિ તમામ યોગ્યતાઓ જે પ્રજામા હોય ત્હેને જ પોતાનું શાસન ચલાવવાનો હક હોઇ શકે, તેઓ અપ્રમાણિક છે. એવું ધોરણ સ્વીકારવામા આવે તો આજની કોઈ પ્રજા સ્વરાજ્ય ભોગવવાને લાયક ગણાય નહિ; કારણ કે સંપૂર્ણતા તો પ્રાચિન ગ્રિસ અને પ્રાચિન ભારતની સાથે પૂરી થઇ હતી. ત્હેને પુનર્જન્મ આપવા માટે જ પ્રભુએ આ વિશ્વવ્યાપક યુદ્ધ ખડું કર્યું

છે. શું ઇંગ્લંડ કે ફ્રાન્સ કે અમેરિકા કે જપાનમાં સમ્પૂર્ણતા છે? શું ટકા યુદ્ધની મધ્યમાં પણ પાર્ટીઓની ખેંચતાણ, ઉપયોગી બાબતોના નિર્ણયમા પણ અયોગ્ય વિલંબ, રાજદ્વારી ભૂલો, હદપારના મોજશોખ અને હદપારનો ભૂખમરો આ સર્વ તત્ત્વો જોવામા નથી આવતા? તેઓને તે છતા પોતાનું શાસન ચલાવવાનો જ નહિ પણ બીજાઓ ઉપર અધિકાર ભોગવવાનો ઇશ્વરદત્ત હક્ક મળેલો માનવામા આવે અને બીજાઓને તેઓના છત્ર નીચે રહીને પણ પોતાનુ શાસન ચલાવવાનો હક્ક ઇચ્છવા માટે મૂર્ખ કે ગુન્હેગાર ઠરાવવામા આવે એ શુ 'પ્રમાણિકતા' છે? અનેક પ્રકારની શાસનપ્રણાલિકાઓ પડી એવી તો એક પણ પ્રણાલિકા નથી કે જે પ્રજાને સઘળી જાતનું સુખ અને 'નર્યું' સુખ જ આપવાનો દાવો કરી શકે. દુનિયાની આદિથી અંત સુધી સુખ અને દુઃખ, ભલું અને બુરૂં જોડકે જોડાયલા છે, અને દુનિયાનો કોઈ પણ માણસ, કોઈ પણ રાજ્ય કે કોઇ પણ નીતિ તે જોડકાને છૂટા પાડી શકે જ નહિ. માટે 'ત્હમારૂ શાસન ત્હમને સોંપવામા આવે તો ત્હમે હાલની માફક અંદરોઅંદર લડી મરો અને દુઃખી થાઓ' એવા તર્કવાદથી હિંદીઓના આત્માની સ્વાભાવિક ક્ષુધાને મારી નાખવાની જરૂર નથી; એમ કરવામા પ્રમાણિકતા નથી. અને હિંદીઓએ પોતાના ભાઇઓના ભયથી, કે રાજકર્તાઓ રુઠીજાશે એવી શંકાથી, કે પાપના અને નરકના ડરથી, પોતાની સ્વતંત્રતાની સ્વાભાવિક લાગણીને દાબી દેવી જોઇતી નથી; કેમકે એમ કરવું એ આત્મહત્યા છે. સ્વતંત્રતા એની સાથે રહેલા ક્લેશો છતાં પણ મનુષ્યનો કિંમતી ખજાનો અને ઉંચામા ઉંચું ધ્યેય છે. એ મેળવવા ખાતર પ્રશસ્ત લોભ, પ્રશસ્ત કામ અથવા ઇચ્છા, પ્રશસ્ત માન (Self-respect), પ્રશસ્ત ક્રોધ (noble indignation) વગેરેનો ખપ પણ કરવો જ જોઇએ. જેનામા એ તત્ત્વો નથી તે 'નિગોદનો જીવ' (હલકામા હલકો જીવ) છે અગર તો મનુષ્યપણું વટાવી મોક્ષે પહોંચેલો જીવ છે; આપણે 'મોક્ષે પહોંચેલા' નથી તે તો કહેવાની ભાગ્યે જ જરૂર છે અને આપણે નિગોદના જીવ બનવાનું પસંદ કરીશુ નહિ એમ ત્હમારૂ જ દીલ કબુલ કરશે. ત્હારે પછી સિદ્ધોની સિદ્ધાંતની વાતો બાજુએ રાખી આપણી પરિસ્થિતિઓને યોગ્ય ભાવના (ideal)ને અનુસરવું એ જ વધારે પ્રમાણિક અને હિતકર છે. 'અમે તો સાટા (bargaining)ના સિદ્ધાન્તને ગમતા નહિ આપવાના, કારણ કે તે સ્વાર્થની વાત છે' અને 'અમે તો સ્વરાજ્યની માગણી નહિ કરવાના, કારણ કે તેથી અમલદારશાહીને દુઃખ થાય છે'—એવી એવી સિદ્ધાંતની વાતો સિદ્ધો માટે-પોતાના સ્વાર્થોની સમ્પૂર્ણ સિદ્ધિ કરી ચુકેલા જીવો માટે-રહેવા દઈ, આપણે તો 'પ્રમાણિક'પણે આપણો સ્વાર્થ, બીજાને બીનજરૂરી દુઃખ ઉપજાવવાની લેશ માત્ર ઇચ્છા સિવાય, સાધવાની શરતની કબુલાત કરવી જોઇએ, અને એ જ શરતને ધર્મ માની અનુસરવી જોઇએ.

### ચળવળ કઈ વસ્તુસ્થિતિઓને આભારી છે?

શું આપણે નથી જોતા કે આપણા વ્યાપાર-હુન્નર લગભગ નષ્ટ થયા છે અને ઇંગ્લંડ બીજા દેશો કે જે ભવિષ્યમા પોતાને જ ભય રૂપ થઇ પડે ત્હેઓને પણ આ દેશનો વ્યાપાર એકહાથ કરવા દેછે પરન્તુ હિંદનો વ્યાપાર ખીલવવા તરફ પુરતું લક્ષ આપવા તૈયાર થયુ નથી? શું આપણે નથી જોતા કે પરદેશી શત્રુઓના હુમલા કે અંદરો અંદરની ધાડ સ્હામે આપણે તદ્દન લાચાર બની વેનલા મોઢે ઉભા રહીએ એવી સ્થિતિમા મૂકાઇ ગયા છીએ?

શુ આપણે નથી જોતા કે વગર દુકાળે પણ હિંદના એક નહિ ને એક ભાગમા ભૂખ મરાની બૂમ નિરંતર ચાલુ જ રહે છે? શુ આપણે નથી જોતા કે આ દેશમા હવે દૂધ-ઘી તો શુ પણ અન્નની પણ હમેશને માટે ભયકર મોઘવારી એટલી હદ સુધી વધી પડી છે કે મ્હોટા ભાગને માટે જીવવુ એ જ મુશ્કેલ થઇ પડયુ છે? ટૅક્ષો અને કાયદાની તથા કાયદા બહારની બીજી સતાવણીઓને બાજુએ રાખીએ તો પણ શુ આટલી પરિસ્થિતિઓ આપણને આશાઓમા બહુ વખત રમવા દઈ શકે તેમ છે? અમારી અજ્ઞાનતા, અમારો કુસંપ, અમારૂ જ ગલીપણુ, અને બીજુ જે કહો તે, અમને દોઢસો વર્ષ પહેલા આવી સ્થિતિ આપી શકયુ નહતુ. જેને આજે સુધારો, રાજદ્વારી શિક્ષણ અને સુરક્ષા કહેવામા આવે છે તે, ભૂખમરો, સ્વમાનરહિતતા અને નિર્બળતા ઉત્પન્ન કરનાર બલા છે એમ કયો પ્રમાણિક મનુષ્ય નહિ સ્વીકારે? અને તે છતા અમલદારશાહી હજી હિંદને સોનાનુ ઇંડુ આપનારી મરઘી માને છે અને ઇંડાથી સંતોષ ન વાળતા મરઘીનો એક સામટો લાભ લઇ લેવા જેવી પૉલીસીને 'પૉલીટીક્સ' માને છે! જ્યાં સુધી આ પૉલીસીની અપ્રમાણિકતા અને ત્હેમા રહેલી સ્વપરની હાનિનુ ભાન તેઓને ન થાય ત્હા સુધી હિંદે પોતાનો અવાજ આખી દુનિયામા—દુનિયાના છેડા સુધી અને આકાશની પેલી પાર ઉંઘતા ઇશ્વર સુધી—જો ઇશ્વર ખરેખર ત્હા હોય તો તે ઉંઘતો જ હોવો જોઇએ—પહોંચાડવો જોઇએ.

આપણી દરેક ચળવળ 'કાયદા'ને માન આપીને કરવી જોઇએ, એમ હુ ભાર મૂકીને કહીશ, જો કે કાયદા અને દાદ આપવાની પ્રણાલિકા એવી ગોઠવવામા આવેલી છે કે જે પ્રયત્નો વડે સો ટકા ફળ આવવું જોઇએ તે જ પ્રયત્નોનુ છ ટકા જેટલુ જ ફળ આવી શકે છે. પરંતુ આજે સભ્ય યુરોપે બુદ્ધિવર્દના કાયદાને ઇશ્વિર ઠરાવ્યો છે—સઘળા ઇશ્વિરો માણસે પોતાની સગવડ જાળવવા ખાતર જ બનાવ્યા છે—યુરોપના દેશો સેંકડો ખુનખાર લડાઇઓ વડે આબાદ અને સ્થીર થઈ બેઠા પછી—'સર્વાર્થસિદ્ધ' થયા પછી—એ આબાદીની સ્થિરતાને જાળવવા ખાતર ન્યાય અને સુલેહશાન્તિના બુદ્ધિવાદ પર ચણાયેલા કાયદાને ઇશ્વિર તરીકે ઠરાવી બેઠા છે. એ 'સત્ય' (Truth) નથી, પણ સ્વાર્થરક્ષાની સુદર 'કલા' (Art) છે. તથાપિ, જે હો તે હો. ઘણાએ ઠરાવેલો ઇશ્વર આપણે ઇશ્વર તરીકે જ પૂજાય અને ત્હેના વિરુદ્ધ બોલવું કે ચાલવું તે આત્મઘાત કરવા બરાબર જ થઈ પડે. દુનિયાએ માનેલા કાનન ( Tables of Ethics ) ને બદલવાનો અધિકાર માત્ર મહાવીર, કૃષ્ણ, નેપોલીઅન જેવા અસાધારણ પુરૂષોને જ હોઇ શકે. સામાન્ય ગણ માટે—આપણે માટે—તો, 'કાયદાને માન આપો' એવા આપ્તવચનને વફાદાર રહીને જ ચળવળ કરવી ધર્મ્ય છે. શાસ્ત્રકારોએ પણ કહ્યુ છે કે, ' निश्चय ' અર્થાત્ Absolute Truth સ્હમજવું ખરુ, પરન્તુ આચારમા તો ' व्यवहार ' ( Practical Truth ) ને અનુસરવું જોઇએ અને એટલા જ માટે યુરપના રાજદ્વારીઓએ નિર્માણ કરેલી કાયદેસરની ચળવળ કરવા માટે નેશનલ કૉન્ગ્રેસ સ્થપાઇ હતી. એ ચળવળમા જે ન જોડાય તે હિંદી નથી, એ પ્રયાસને તોડે કે લુલો કરવા કોશીશ કરે તે હિંદદ્રોહી છે. દરેક કોમે અને દરેક પંથે એમા સામેલ રહેવું જોઇએ છે. હિંદની જ્ઞાતિઓ અને ધર્મપંથોએ આજસુધી પોતપોતાના જુદા વાડામા જે પોતાની પ્રવૃત્તિ ગોંધી રાખી હતી, બહોળા રાષ્ટ્રિય મેદાનમા ખેલવાનો શોખ હજી ત્હેનામા હમણાં હમણાં પેદા થવા લાગ્યો છે. એ શોખ ખીલવવા માટે અને એને પોષણ આપવા માટે જ આજના જેવી કામી કૉન્ફરન્સો ભરવી પડે છે.

### કોમી કૉન્ફરન્સોનો બચાવ.

કોમી કૉન્ફરન્સોનો બચાવ ત્હારે જ થઈ શકે કે જ્યહારે તેઓસ્પષ્ટ એકરાર કરે કે ' અમે કાંઈ જૂદું રાજ્ય જમાવવા માંગતા નથી, અમારે કોઈ ખાસ હક્ક જોઇતો નથી, અમે નેશનલ કૉન્ગ્રેસની પુત્રી તરીકે તેણીની આજ્ઞાઓનો અમલ કરનારી સ્વયંસેવિકાઓ માત્ર છીએ.' સ્વયંસેવકે પોતાની ઇચ્છાઓને દાબી રાખી સેવ્ય વ્યક્તિની ઇચ્છાને જ પાર પાડવાની હોય છે, તેમ જૈન કે અજૈન, પારસી કે મોસ્લેમ, ઍન્ગ્લો-ઇંડિયન કે અન્ય કોઇપણ કોમ, જે હિંદમાં વસતી હોય અને હિંદના અન્ન-જળથી પોષાતી હોય ત્હેણે નેશનલ કૉન્ગ્રેસના વાવટાને જ પૂજવો જોઇએ અને પોતાના કોમી સ્વાર્થની તૃપ્તિની લાલચને આ મહાન ભાવનાના યજ્ઞમાં હોમી દેવી જોઇએ.

### કોમી પ્રતિનિધિત્વ.

નામદાર હિંદી પ્રધાન હિંદની પરિસ્થિતિઓ તપાસવા અહીં પધાર્યા અને ' બોલો, ત્હમને શું જોઇએ છે?' એમ પૂછવાને— હિંદના ઇતિહાસમાં પહેલપ્રથમ પૂછવાને— કૃપાવંત થયા ત્હારે હિંદની આ અનેક પુત્રીઓને હર્ષઘેલછા થઈ આવી અને તે ઘેલછામાં ત્હેમણે ડહાપણને ઘરાણે મૂક્યું. ત્હેમણે પોતપોતાના સંકુચિત હિતની ભિક્ષા માંગવા હાથ પસાર્યા. બુદ્ધિશાળી પ્રધાને હિંદનો દાખો દાબી જોયો. દિલ્હી કૉન્ફરન્સ વખતે આમંત્રાયલા દેશનાયકોએ નામદાર વાઇસરૉય સમક્ષ, અને હિંદની અનેક જ્ઞાતિઓએ હિંદી પ્રધાન સમક્ષ, પોતાનું પોત પ્રકાશ્યું અને સંપ તથા આત્મબળની ખામીની સાબીતી આપી, કે જે ખામી બાબતમાં પાછળથી મૉન્ટેગ્યુ સાહેબે પોતાની સ્કીમમાં ભાર મૂક્યો છે. મનુષ્ય તરીકે આપણે આપણી કસુર પહેલી જોવી જોઇએ છે. માત્ર પારકા દોષ જોનારાઓ કોઇ દિવસ આગળ વધી શકતા નથી. (અને એટલા જ માટે આગળ પર મ્હારે આપણા દેશો બાબતમાં પુષ્કળ કહેવાનું છે.) દરેક કોમે દરેક ઍસોસીએશને, દરેક કૉન્ફરન્સે, દરેક સભાએ, દરેક વ્યક્તિએ, એ વખતે એક જ જવાબ આપવો જોઈતો હતો કે " કૉન્ગ્રેસ-લીગની યોજના એ જ અમારી ઇચ્છા છે, એ જ અમારી હક્ક તરીકેની માગણી છે, એ જ અમારો અવાજ છે. હિંદીઓ માટે, હિંદીઓ વડે અને હિંદી બુદ્ધિથી કરાયલી તે પસંદગી સિવાય બીજી પસંદગી કોઇ પણ હિંદીને હોઈ શકે જ નહિ. તે સારી હો યા ખોટી હો, સંપૂર્ણ હો યા અપૂર્ણ હો, તે અમારી કરેલી અમને વધુમાં વધુ પસંદ પડેલી યોજના છે અને તે સિવાય બીજી કોઈ ચીજ અમને કામની નથી. જ્યહારે ત્હમે અમને જ અનુકૂળ થવાની ઇચ્છા બતાવો છો ત્હારે ત્હમારી પસંદગીનું ધોરણ અમારે કામનું નથી. એકને માટે જે ચીજ અમૃત હોય તે બીજાનું વિષ પણ હોય. અમને અમારૂં જ 'અમૃત' લેવા દો, પછી તે બીજાઓને મન ભલે ઝેર હો. અમે અમારૂં હિત અમારી જ બુદ્ધિથી સાધીએ એમાં જ અમારી પ્રગતિ છે—એમાં જ અમારૂં development છે.' આ પ્રસંગે ' ઑલ ઇંડિયા મરાઠા પોલીટીકલ કૉન્ફરન્સ ', કે જે પાંચેક માસ ઉપર બેલગામમાં મળી હતી ત્હેના સભાપતિ શ્રીમંત રાવરાવ દેશમુખને ધન્યવાદ આપ્યા સિવાય હું રહી શકું નહિ, કે જેમણે પોતાના જાતિ ભાઇઓની ભૂલ સુધારવા ઘણા જ ડહાપણભરેલા અને મક્કમ શબ્દોમાં કહ્યું હતું કે " મરાઠા કોમ ધારાસભામાં ખાસ પ્રતિનિધિત્વનો હક્ક માગે છે તે માગણીનો આરંભ ભ્રષ્ટ ( vicious ) છે અને કોમને ખાસ કરીને તથા

દેશને સામાન્ય રીતે તે ઘણો જ નુકશાનકારક છે. હું મ્હારા મરાઠા બાઇઓને અંતઃકરણપૂર્વક અરજ કરીશ કે તો માગણી છોડી દેવી અને દેશને જ્યારે એકતાની ઘણામાં ઘણી જરૂર છે તેવે વખતે ભિન્નતા ઉત્પન્ન કરવામાં હથીઆરરૂપ થતા અટકવું." એ જ અરસામાં જાણીતા હોમરૂલર મી. જમનાદાસે પણ પારસી કોમની એવીજ પ્રવૃત્તિ સ્હામે પ્રોટેસ્ટ ઉઠાવી મ્હોટી સભા સમક્ષ કહ્યું હતું કે 'આ સવાલ પારસીઓ માટે એક મહાન કલંક સમાન છે અને તે હીલચાલને મજબુત હાથથી તોડી પાડવી જોઇએ છે. પારસીઓ, હિંદુઓ, આપણે સઘા હિંદીઓ જ છીએ. પારસી કોમની આબરૂ બચાવવાની દરકાર હોય તો આ હીલચાલ પડતી મુકવી જોઇએ." પરંતુ મ્હને કહેતા અભિમાન થાય છે કે સાથી પહેલા આ પ્રોટેસ્ટ ઉઠાવવામાં કોઇએ પહેલ કરી હોય તો તે જૈન આગેવાનોએ કરી હતી, જેઓમાં સર હુકમચંદજી, શ્વેતામ્બર સંઘપતિ શેઠ રતનચંદ ખીમચંદ, શેઠ માણેકલાલ ચુનીલાલ વગેરે વગેરે પણ શામેલ હતા. હું અંતઃકરણથી ઇચ્છું છુ કે, હિંદના વધારેમાં વધારે લાયકાતવાળા પુરૂષોને ધારાસભામાં ચુંટાતા જોઇ દરેક કોમ ગર્વ લેતી થશે અને અમુક ધર્મ કે જ્ઞાતિના હોવા માટે ધારાસભામાં ચુંટાવાના હક્ક ઇચ્છવાનું છોડી દેશે. કેટલાક એમ માને છે કે એક કોમે માગણી કરી તો અમારે પણ કેમ ન કરવી? ત્હેમને કહી શકાય કે એકે વિષપાન કરવાની મૂર્ખતા કરી માટે ત્હમારે તેમ કરવું યોગ્ય છે શું? કોઇ કહે છે, બીજાને ખાસ હક્ક આપો તો જ અમને આપજો એવી અમારી માગણી નિર્દોષ છે. ત્હેમને કહેવું પડશે કે, એ ત્હમારા દીનનું ભોળાપણું જ હિંદને ભયરૂપ છે. ત્હમે શા માટે એવો અનુકરણીય માતૃપ્રેમ નથી શિખતા કે જેથી ત્હમને દરેક તુચ્છ વાત પર—તુચ્છ સ્વાર્થ પર—સ્વાભાવિક રીતે જ તિરસ્કાર થતા પામે? ત્હમારી અડગતા બીજાં ડગમગતા હૃદયોને પણ સ્થીર બનાવશે. એવી કોઇ ચીજ વગર માગ્યે પણ ત્હમને આપવામાં આવે તો પણ ત્હમારે ત્હેનો અસ્વીકાર કરવો જોઇએ. હિંદે જે પરાધીનતા અને દુઃખો સહ્યા છે તે બધા પ્રાયઃ કોમી કે વ્યક્તિગત લાભની લાલચને પરિણામે જ ઉદ્ભવેલા છે. અભણ કોમો કહે છે કે અમારી અભણતા ખાતર દયા કરી અમને ધારાસભામાં બેસવાનો ખાસ હક્ક આપો; આગળ વધેલી કોમો કહે છે કે અમારી લાયકાત ખાતર અમને તે માન આપો. બન્ને ભૂલે છે. ધારાસભા જેવી રાજકીય સભામાં અભણનું કાંઇ કામ હોઇ શકે નહિ, અને આગળ વધેલી કોમના લોકો પોતાની લાયકીથી હરીફાઇમાં જીતીને ધારાસભામાં આવી શકતા હોવાથી ત્હેમને અહેરબાનીથી મળતા ખાસ હક્કની આવશ્યકતા હોઇ શકે નહિ. નામદાર હિંદી પ્રધાને પોતાના રિપોર્ટમાં આ સવાલને ઘણી સારી રીતે ચર્ચ્યો છે ત્હેમાં તેઓ કહે છે કે 'હિંદના ચાહનારાઓ કબુલ કરશે કે હિંદમાં 'શહેરી' તરીકેની ભાવના હજી પુરતી ખીલી નથી અને અમારે હિંદને ખરેખર સ્વરાજ્ય તરફ દોરવું જ હોય તો હિંદીઓમાં શહેરી તરીકેની ભાવના ખીલવવા બને તેટલો પ્રયાસ સેવવો જોઇએ. ધર્મો અને જ્ઞાતિઓના ભાગ પાડવાથી રાજકીય છાવણીમાં સામસામા તડ ઉભા કરવા જેવું થશે, અને તેથી લોકો 'શહેરી' તરીકે નહિ પણ પક્ષકાર તરીકે વિચાર કરતા શિખશે. આવી પદ્ધતિ કોઇ કાળે પણ પ્રજાકીય પ્રતિનિધિત્વની ભાવના કેવી રીતે ખીલવવા પામશે તે સમજી શકાતું નથી. બ્રિટિશ ગવર્નમેન્ટ ઉપર વારંવાર એવો આરોપ

મૂકવામાં આવે છે કે તે માણસો ઉપર રાજ્ય કરવા માટે માણસોમાં તડ પાડે છે. હવે જે વખતે સરકાર હિંદીઓને સ્વરાજ્યને રસ્તે મૂકવાનું કહે છે તે જ વખતે જો તે લોકોને જાતિઓ અને ધર્મોના ભેદોમાં નાહક વહેંચી દે તો સરકાર પોતા ઉપર આવતા ઢેંગીપણાના અને સંકુચિત દૃષ્ટિના આરોપને જૂઠો પાડી શકશે નહિ....વળી એક બીજું પણ ઉપયોગી દૃષ્ટિબિંદુ તપાસવા જેવું છે. જો એક ન્હાની કોમને ત્હેની નિર્બળતા અને પછાતપણા ખાતર ખાસ પ્રતિનિધિત્વનો હક આપવામાં આવે તો ત્હેનું ચોક્કસ પરિણામ એ જ આવે કે તે કોમ નમ્ર થયેલી સહીસલામતીની લાગણીને વશ થાય, અને વધારે મજબૂત કોમોની બરાબર બનવાને માટે યોગ્યતા અને જ્ઞાન મેળવવાની ત્હેને ગરજ ન રહે. તેમજ બળવાન કોમો પણ એમ સમજશે કે પછાત કોમોને જે જોઈતું હતું તે તો મળી ચૂક્યું છે, 'હવે અમારે ત્હેમના પ્રત્યે કાંઈ કરવાનું રહેતું નથી. જાતવાર-પ્રતિનિધિત્વથી હાલના સંજોગો સ્થિતિચુસ્ત-દઢ-બનશે, સુધરશે નહિ." હિંદી પ્રધાનના આ વિચારો હિંદી પ્રજાએ શાન્તિથી મનન કરવા જોગ છે અને એવા સહૃદય અંગ્રેજોને આપણે હાર્દિક ધન્યવાદ આપવામાં આનાકાની કરીશું નહિ. અમારા હૃદય હજી મરી ગયાં નથી કે જેથી ભારત મંત્રીના ઉદાર આશયની કદર ન બુઝી શકીએ. અમે તો પણ સમજીએ છીએ કે જો ત્હેમના ઉપર બીજાઓની અસર ન પડી હોત તો તેઓ પોતાની યોજના એવી તો ઉદાર બનાવી શક્યા હોત કે તેથી હિંદને અને પરિણામે બ્રિટનને પણ અલૌકિક લાભ થવા પામત. પરન્તુ અમારા કમનશીબે ઇંગ્લંડમાં લૉર્ડ સીડનહામ જેવા પણ હિંદના ખેર-ખાંઓ મોજુદ છે કે જેઓ અહીં હતા ત્હારે મીઠી મીઠી વાતો કરતા અને ઇંગ્લંડ ગયા પછી અમારા પ્રગતિમાર્ગમા પથરા ગગડાવવામાં જ મજા માને છે. એઓએ અમારી વિરૂદ્ધમાં પ્રબળ આંદોલન મચાવ્યું છે અને અમારો તો અવાજ પણ ત્હાં ન પહોંચી શકે તેવી હેરકતો ઉભી કરી છે. અમારા માનનીય પ્રતિનિધિઓના ડેપ્યુટેશનને ઇંગ્લંડની સ્વાતંત્ર્યપ્રેમી ભૂમિમા જતા અટકાવી દીધા છે અને ભારતનું લૂણ ખાઇ ભારતનો જ વિરોધ કરવા માટે હથીઆરભૂત બનેલા ડૉ. નેઅરને લૉર્ડ સીડનહામનું દૂતત્વ કરવા જવાની છૂટ મળી છે. હિંદમા ન મટે એવી બીમારીનું નામ દઇને ગયેલા ડાક્ટર સાહેબ ત્હાં પહોંચતા જ એકદમ ચંગા જેવા થઇ ગયા અને બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર કોમો વચ્ચે દ્વેષ ઉભો કરી લોકોને પરસ્પર લડવામાં જ રોકવાની ખટપટ અને દરેક કોમને પોતાના ખાસ લાભ મળવા જોઇએ એવી હીમાયત કરવા લાગ્યા. હિંદમાં અનેક જ્ઞાતિઓ અને ધર્મપંથો હોવાથી હિંદ સ્વરાજ્યને યોગ્ય ગણાય જ નહિ એમ કહેનારા આ હિંદના હિ-તૈષીઓ હમણાં કોમો અને પંથોને ખાસ હક માંગવાની શિખામણ આપવા લાગ્યા છે! અને આપણે ભોળા થઇ ત્હેમના નચાવ્યા નાચવા લાગ્યા છીએ! આ પ્રસંગે હિંદભક્ત મી. હૉર્નિમેનના શબ્દો બરાબર ગોખી રાખવા જોઈએ છે કે "If United India is our ambition and aspiration, communal representation is the worst enemy we have to encounter in the way." આપણે ઇચ્છીશું કે કોમી લાભોના લોભને વશ ન થતાં હિંદની દરેક કોમ અને દરેક પંથ રાષ્ટ્રિય હિતને મજબૂતપણે વળગી રહેશે, અને સરકાર જે જે સભાઓને કે સંસ્થાને આ બાબતમાં અ-ભિપ્રાય પૂછે તેઓ રાઇટ ઑનરેબલ મી. મોણ્ટેગ્યુના જેવા સુજ્ઞ કોમી પ્રતિનિધિત્વની વિરૂદ્ધમાં જ મત આપશે.

## હિંદના સમસ્ત જૈનોનો પ્રતિનિધિ કોણ ?

રાજ્યકીય બાબતમાં કે જૈન કોમને લગતી બીજી કોઈ બાબતમાં સરકાર જૈન ઍસોસીએશન ઑફ ઇંડિયાનો અભિપ્રાય પુછે છે તે સંતોષ પામવા જેવું છે, પરંતુ આ બાબતમાં એક સૂચના કરી લેવાની જરૂર છે. જૈન કોમમાં લગભગ સરખી સંખ્યા ધરાવતા ત્રણ ફીરકા છે, જેઓ પૈકીના એક શ્વેતામ્બરમૂર્તિપૂજક ફીરકાના અનુયાયીઓ જ ઉપલી ઍસોસીએશનમાં મેમ્બર તરીકે દાખલ થવા દેવામાં આવે છે, બીજાને નહિજ. અને એ એક ફીરકાના પણ બધા પ્રાન્તોના મેમ્બરો એ સભા ધરાવતી નથી. એ સંજોગો વચ્ચે એ સભાના અભિપ્રાયને હિંદની સમસ્ત જૈન કોમના અભિપ્રાય તરીકે લેખવો એ ન્યાય ગણાય નહિ. ખરી રીત તો એ છે કે, ત્રણે ફીરકાની સ્વતંત્ર કૉન્ફરન્સો ભરાય છે, જેમાં દરેક ગામના ચુંટાયલા પ્રતિનિધિઓ હોય છે, તે ત્રણે કૉન્ફરન્સની હેડ ઑફિસોને પત્ર લખી તેઓનો જુદો જુદો અભિપ્રાય મગાવવો જોઇએ; અગર ત્રણે કૉન્ફરન્સ ઑફિસો દરેક ફીરકાના અમુક ગૃહસ્થોની કમીટી મુકરર કરી સંયુક્ત મત લખી મોકલે તે મતને સમસ્ત જૈન કોમના મત તરીકે ગણવો જોઇએ. રાજકીય બાબતમાં મત પૂછવાનો હોય ત્હારે ઉપર કહેલી ત્રણ કૉન્ફરન્સો ઉપરાંત જૈન પોલીટીકલ કૉન્ફરન્સનો પણ મત પુછવો જોઇએ, કારણ કે ત્હેનું ક્ષેત્ર પૉલીટીક્સ છે અને ત્હેમાં ત્રણે સંપ્રદાયના જૈનોની શામેલગીરી છે.

### આપણા દોષોની તપાસ.

ગૃહસ્થો ! હવે હું ત્હમો પૈકીના ઘણાખરાને અપ્રિય લાગે એવી—પણ એટલા ખાતર જેને જતી કરવાનું હિંદને પાલવે તેમ નથી તેવી—કેટલીક બાબતોપર આવીશ. આપણે બધા બ્રિટિશ છત્ર નીચે સ્વરાજ્ય—પોતાની વ્યવસ્થા પોતે કરવા પામીએ એવી જાતની 'સ્વતંત્રતા—માગીએ છીએ કૉંગ્રેસો અને કૉન્ફરન્સો, સભાઓ અને ભાષણો, પ્રૉટેસ્ટો અને પેપરો—ખુદ આપણી આ કૉન્ફરન્સ—એ સર્વનો એક જ અવાજ છે કે અમને અમારૂં શાસન અમારી જાતે કરવા દો. આપણે કહીએ છીએ કે આવું સ્વરાજ્ય અમો પૂર્વકાળમાં ભોગવતા, અમારી પંચાયત પદ્ધતિ હજી પણ ત્હેના નમુના તરીકે કાયમ છે, વગેરે, વગેરે. અલબત્ત, બીજા પર કટાક્ષ અને પોતાની વાહવાહ કરવી જ હોય તો ત્હેના ઘણા રસ્તા છે, અને તેમ કરતાં કોઈ રોકતું નથી. ત્હમને એવી રીતે ખુશાલીના સ્વપ્નમાં જ રમવાની ઇચ્છા હોય તો હું પણ ત્હમને ઘડીભર કહું કે, આજે પણ આપણી નાતોના શેઠીઆ, શું સ્વરાજ્ય ચલાવતા નથી ? અમારા દેશી રાજ્યો શું સ્વરાજ્ય ચલાવતાં નથી ? અમો જૈનોમાં તો વળી રાજા, હાઉસ ઑફ લૉર્ડસ અને હાઉસ ઑફ કૉમન્સ ( તીર્થંકર, સાધુ અને શ્રાવક ) વડે શાસન ચાલે એવી પ્રણાલિકા છે એટલે અમારે તો મૂળથી જ સ્વરાજ્ય છે. પરન્તુ આમ કહેવું એ માત્ર આત્મશ્લાઘા છેઃ નાતોના અંધેર કોણ નથી જાણતું ? દેશી રાજ્યોના જુલમ, અંધેર, પ્રમાદ અને અજ્ઞાનતાનો અનુભવ કોને નથી ? જૈન સંઘપદ્ધતિના સડા કોનાથી અજાણ્યા છે ? 'જે સ્વરાજ્ય ત્હમારી પાસે ઘણા સૈકાઓથી છે ત્હેનો ત્હમે શું સદુપયોગ કર્યો' એવો સવાલ પૂછનાર આગળ આપણે શું નીચું નહિ જોવું પડે ? અવશ્ય જોવું પડશે. આપણે **પરદેશી** પ્રજા પાસેથી હક માગવા છે અને જે હક આપણી પાસે છે ત્હેનો સદુપયોગ કરવાની આપણામાં દાનત નથી. પારકા દોષ કહાડવા છે અને પોતાના પગ નીચેના બળતા

સ્હામે આંખમીંચામણાં કરવાં છે. આપણો આશય જો બ્રિટિશ સરકારને ઠંસાવવાનો જ હોય તો ના આમ કરવું ઠીક જ છે, પણ જો આપણો આશય વધારેમા વધારે સુખ અને પ્રગતિ મેળવવાનો હોય તો આપણા હાથમાની સત્તાઓનો લાભ લઇ એટલી બાબતમા તો આગળ વધવાનો પ્રમાણિક પ્રયાસ કરવો જ જોઇએ છે. ધ્યાનમા રાખજો કે **પ્રગતિ ક્યાંઇ બહારથી આવતી નથી, અંદરથી જ આવે છે.** વળી ધ્યાનમાં રાખજો કે **માગ્યું મળતું નથી, મેળવ્યું જ મળે છે.** ભૂલશો નહિ કે, બડબડવું અને માગવું એ અશક્તોનું છેલ્લામાં છેલ્લું ઓજાર છે. શક્તિવાળાઓ પોતાની શક્તિથી દરેક ચીજ મેળવી શકે છે અને મહેરબાની કરવા કોઈ પ્રજા નવરી બેઠી નથી. આપણા હાથમાં રાજ્ય હતા ત્યારે આપણે પણ આપણું જ હિત સાધતા, બીજાઓ ઉપર મહેરબાનીની રાહે કાંઈ આપી દેવા નવરા નહોતા. એ તો કુદરતનો કાનુન છે. એમા સિદ્ધાઇની વાતો કરવી નિરર્થક છે. આજે આપણે ગોરી પ્રજા અમને ઉતરતી પ્રજા ગણે છે એમ કહી ચ્હીડાઇએ છીએ, પણ આપણા દેશના લાખો નહિ પણ ક્રોડો દેશબંધુઓને અસ્પર્શ્ય ઠરાવી ત્હેમના ઉપર કેવો તિરસ્કાર બતાવીએ છીએ ? વર્ષો થયા આ સામાજિક જુલમ સ્હામે લખાણો અને ભાષણો થવા છતા પરદેશીઓ પાસેથી સમાન હક્ક માગવા ઇચ્છતા આપણે હિંદીઓએ આ ક્રોડો અસ્પર્શ્ય ઠરાવેલા દેશીઓની બેડી હજી શું દૂર કરી છે ? ત્હમને આ શું માત્ર ઠંડા પહોરની વાતોનો વિષય-શું માત્ર ચર્ચાનો વિષય-લાગે છે ? બંધુઓ, આ આપણું મહાપાપ આપણને પ્રતિક્ષણ ખાય છે અને આપણા હાથમાની બેડીઓને પ્રતિક્ષણ વધારે ને વધારે સખ્ત બતાવતું જાય છે. કર્મનો કાયદો અસ્ખલિત છે, નિષ્ઠુરપણે-કોઈની પણ શરમ કે દયા રાખ્યા સિવાય-તે પોતાનું કામ સુખથી પણ અક્રમપણે બજાવે જાય છે.

આપણે જૈનો ધર્મનું નામ જ્હા ત્હાં-સગવડ ખાતર-ખુસાડીએ છીએ, અને કહીએ છીએ કે સુધારકો અને સરકાર અમારા ધર્મમા હસ્તક્ષેપ કરે છે તે અમારાથી સહન થશે નહિ. પણ હું ત્હમને પુછુ છુ કે શું જાતિભેદને તોડવા આપણા ચરમ તીર્થંકર મહાવીર પ્રભુએ ઓછો પુરુષાર્થ સેવ્યો હતો ? શુ ચંડાલો પણ કેવળ જ્ઞાની થયાનું મહાવીરના શાસ્ત્રોમા કથન નથી ? શું મુક્તિદ્વાર આપણા શાસ્ત્રોએ સઘળા મનુષ્યો માટે ખુલ્લા મૂકાં નહોતા ? ત્હારે આ ક્રોડો હિંદીઓને હમેંશાની બેડીમાં-વંશપરંપરાની બેડીમા-રાખવામા આપણે ધર્મનું પાલન કરીએ છીએ કે અધર્મનું ? સુધારકોને બાજુએ રાખો સરકારને પણ દૂર રાખો. ખુદ ત્હમારાં શાસ્ત્રો અને દેવોને જ પુછો અને ત્હેમની આજ્ઞા મુજબ વર્તો અને પછી કહો કે સુધારકો અને સરકાર ત્હમારા ધર્મમા હાથ ઘાલતા હતા કે ત્હમે પોતે ત્હમારા ધર્મનો ધ્વંસ કરતા હતા અને આ બીજાઓ તો ત્હમને ધર્મનું પાલન કરવાને રસ્તે દોરતા હતા ? આ બાબતમા ત્હમને સુધારો કરવાને છૂટ છે-સરકાર ના કહેતી નથી, તે છતાં ત્હમે સુધારો કરતાએ નથી અને ઉલટા કરનારને ગાળો દેતા થાકતાએ નથી. ત્હમે શું ગાળોથી આબાદી અને પ્રગતિ મેળવવાની આશા રાખો છો કે ? હમણાં સાયજીવન શ્રીયુત વિઠ્ઠલભાઇ ઝવેરભાઈ પટેલે વડી ધારાસભામાં એક એવો ખરડો રજુ કર્યો છે કે જે પાસ થાય તો હિંદુ જાતિઓમા પરસ્પર લગ્નવ્યવહાર કરનારને કાયદા તરફનું નુકશાન થવા પામે નહિ. આ ખરડાની વિરુદ્ધમા આપણા જ કેટલાક મેમ્બરોએ એમ કહીને વાંધો લીધો હતો કે આ તો **ધર્મ વિરુદ્ધની** બાબત છે. કાયદાના